# ચન્દ્રશંકરનાં કાવ્યો

સંપાદક

કાન્તિલાલ છગનલાલ પંડ્યા

અઢી રૂપિયા



એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની

પ્રિન્સેસ સ્ટ્રીટ

મુંબઈ

"…… ત્રીજું કર્તવ્ય—ચન્દ્રશંકરનાં કાવ્યોનો સંગ્રહ કરી પ્રસિદ્ધ કરવાનું—ડૉ. કાન્તિલાલ પંડ્યાએ મિત્રભાવે બજાવ્યું છે. એ કાવ્યોને કલાકૃતિઓ તરીકે આંકવાનો પ્રશ્ન બાજુએ રાખી એટલું તો સર્વ સ્વીકારશે કે તેના વાચનમાં ચન્દ્રશંકરના આત્માનો નિકટનો પરિચય સધાય છે. ચન્દ્રશંકર આપણી વચ્ચે નથી. પણ આ કાવ્યો વાંચતાં તેમના સ્વભાવનો લાક્ષણિક રંગ જોવાય છે. તેમના અવાજનો વૈયક્તિક રણકાર સંભળાય છે. આ કાવ્યોમાં એ ભાવનાવિહારી મનુષ્યની આશા, અભિલાષા અને વેદનાની મનોદશાઓ, તેમનો પ્રકૃતિપ્રેમ, મહાપ્રસંગે ઉલ્લાસ, મહાપુરુષ પ્રત્યે આદર તથા સદ્ભાવ, અને મૈત્રીમાંથી જન્મતી બોધ આપવાની વૃત્તિ પ્રત્યક્ષ થાય છે….

"એ મિત્રની જીવનકથા ઉપર પ્રકાશ નાખનાર શગ તરીકે આ કાવ્યસંગ્રહનું મૂલ્ય ઘણું છે. કોઈ પણ કાવ્યસંગ્રહ તેના કર્તા માટે આટલું કરે તો છેક ઓછું તો ના ગણાય. પણ બધાં કાવ્યો જોયા પછી જીવનકથાની ઉપયોગિતા ઉપરાંત વિશિષ્ટ કાવ્યત્વ પણ તેમાં આજે જોઈ શકાય છે, જેનો પહેલાં મને ખ્યાલ નહોતો."

—વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી



# ચન્દ્રશંકરનાં કાવ્યો

સંપાદક
**કાન્તિલાલ છગનલાલ પંડ્યા**

અઢી રૂપિયા



એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કંપની
પ્રિ ન્સે સ સ્ટ્રી ટ
મું બ ઇ

પહેલી વાર
૫૦૦

ઇ. સ. ૧૯૪૨
વિ. સં. ૧૯૯૮

પણ, બન્ધુ હો! ઉરસાગરે કૈં ઊર્મિઓ ઉછળ્યાં કરે,
સમજું નહિ હજી હું કંઇ, ત્હોયે ત્હને કહેવી ગમે;
જો બન્ધુના ઉરકથનમાં કૈં રસ ત્હને પડતો કદી,
તો ઊર્મિઓ મુજ ઉરની હરિગીતમાં જો આ રહી.

રસ નથી—ના ભાવના—ના કલ્પના—છે ના કલા;
છે માત્ર, બન્ધુ! આ સહુ સાદા હૃદયના ઉભરા;
દિલ ખુલે દિલ પાસ એ ક્ષણ ધન્ય શું ના જીવનની?
એ ધન્ય ક્ષણના લ્હાવની સામગ્રી નમ્ર રજુ કરી

—ચન્દ્રશંકર



: પ્રકાશક :
પરમસુખ પંડયા
એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની
પ્રિન્સેસ સ્ટ્રીટ · મુંબઈ-૨

કે. હા સ રપા
: મુદ્રક :
નલિની પ્રિન્ટરી
જાંબુલવાડી વેસ્ટ
મું બ ઈ - ૨



પ્રિય વસન્તબ્હેનને

# અ નુ ક્ર મ ણિ કા


| | પૃષ્ઠ |
|---|---|
| "ચન્દ્રશંકર" – પ્રો. કા. છ. પંડ્યા | ૧ |
| "કવિતામાં ચન્દ્રશંકર"–પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી | ૪૬ |
| * | |
| ચન્દ્રશંકરનાં કાવ્યો | ૧ – ૨૩૯ |
| સન ૧૯૦૧થી ૧૯૧૦ લગીનાં | ૧ – ૩૦ |
| સન ૧૯૧૧થી ૧૯૨૧ લગીનાં | ૩૧ – ૧૬૫ |
| સન ૧૯૨૨થી ૧૯૨૭ લગીનાં | ૧૬૬ – ૧૭૫ |
| સન ૧૯૨૮થી ૧૯૩૩ લગીનાં | ૧૭૫ – ૨૨૩ |
| સન ૧૯૩૪થી ૧૯૩૭ લગીનાં | ૨૨૩ – ૨૩૯ |
| * | |
| સૂચી કક્કાવારી, વિષય તથા શીર્ષક અનુસાર | ૧ – ૧૦ |
| શુદ્ધિપત્ર | ૧૧ – ૧૪ |

"મેરે બિછુડે હૂએ સાથી તેરી યાદ સતાવે"

—કવિ પ્રદીપ

# ચન્દ્રશંકર

**ચન્દ્રશંકરને** વિદેહ થયે પાંચ વર્ષ થવા આવ્યાં છે. એમના જીવનમાં જે કાંઇ સત્ત્વ હતું તથા એ જે કાંઇ કરી ગયા છે ત્હેનું કાંઇક દિગ્દર્શન કરવાનો આ ઉચિત સમય છે.

આ પાંચ વર્ષના ગાળામાં, એમના સ્નેહી-સંબન્ધી-મિત્ર-ગોઠીઆ-જાનપહેચાનવાળા વગેરેનું જે ઘણું મ્હોટું ને વિશાળ મંડળ હતું તે બેશક ન્હાનું થતું ગયું છે: તેઓમાંના જે હજી હયાત છે તેઓની ચન્દ્રશંકર વિષેની સ્મૃતિ પણ ઝાંખી થવા લાગી હશે. આ સર્વમાંના જેઓએ એમની રસભરી મોહક વાતચીતોમાં ભાગ લીધો હતો, જેઓએ એમની જુસ્સાભરી ગૌરવવાળી અને લગભગ જાદુઇ અસર કરનારી ગુજરાતી વકતૃતા સાંભળી હતી, જેઓએ એમના પ્રૌઢ પ્રભાવવન્ત ગદ્ય લેખોનો, તથા કુંળા ભાવ નીતરતાં દિલમાં ઉતરી જાય એવાં કાવ્યોનો પરિચય મેળવ્યો હતો – ટુંકમાં, જેઓએ એમનો ખરો મધ્યાહ્ન દીઠો હતો અને એમના તેજસ્વી વ્યકિતત્વનું આકર્ષણ અનુભવ્યું હતું, એવા – એક વેળા ઘણા જણ હતા, તેવાની સંખ્યા આજે વધુ થોડી થઈ છે. એનું ખરૂં કારણ એ જ છે કે એ મધ્યાહ્ન વીત્યે આજ વીસ કરતાં પણ વધુ વર્ષો થઇ ગયાં છે.

અમે બહુ જણાઓએ આશા રાખી હતી કે અમે જે જોતાં હતાં તે તો હજી ઉગતા સૂરજનો કાળ હોય: ખરો મધ્યાહ્ન તો હજી હવે આવશે, આથી પણ વધારે તપશે તથા ઘણો વધારે ટકશે, અને સન્ધ્યાનો પરિપાક આવતાં સન્ધ્યાના સુન્દર રંગોમાં વળી વધારે સુભગ – કદાચિત્ લોકોત્તર, લોકોપકારક તેજથી પ્રકાશી રહેશે. પણ

તે ના થયું. દમની બિમારીએ તથા બીજાં કારણોએ એમના જીવન-આકાશમાં કાળાં કાળાં વાદળાં ભરી મૂકયાં. જે સૂર્ય અમે જોઇને રાચતાં હતાં તથા જેને અમે હજી તો પ્રભાતનો ચ્હડતો સૂર્ય સમજતાં હતાં, તે પણ ફરી દેખાયો નહિ – ત્હેને જ હવે એમના ખરા મધ્યાહ્ન-નો સૂર્ય કહેવો પડે એવી ગ્લાનિકારક સ્થિતિ ઉભી થઇ ગઈ. આમ ચન્દ્રશંકરના ઉત્તર જીવનની કથા "ગંભીર ઘેરાં ગીત" માં જ સમાપ્ત થઇ. વિદ્યાર્થીવયના એક પ્રિય મિત્રના શોકમાં, પોતાના કાવ્યલેખનના આરંભમાં જ, એમણે લખ્યું હતું

"ન્હોતું જાણ્યું મનની મનમાં આમ રે હા ! સમાશે" (પૃ.૭)

એ જ કરુણ નિરાશાની ઉક્તિ આજે એમને પોતાને જ લાગુ પાડવી પડે છે. બલ્કે એમણે પોતે પણ આ કરુણતા પોતાને માટે ભોગવી, વર્ષો લગી એના કડવા ઘૂંટડા ઘૂંટી ઘૂંટી પીધા, અને એ નિરાશાની પીડાના દુ:ખદાયક પડઘાઓ અમારા દિલમાં ય વર્ષો લગી ગાજી રહ્યા.

૧

પણ એ કરુણઘટના બાજુએ રાખી એ મધ્યાહ્નની જ કાંઇક વાત આજે કરીએ. આ વાત ખાસ કહેવા જેવી છે. તે એક એવો સમય હતો જેનો ચિતાર કેટલાકની સ્મૃતિમાં હજી ય તાદશ હશે પણ ઘણાઓને તો તે કલ્પનાથી જ દોરવો પડશે – જે વખતે ચન્દ્રશંકરની મૂર્તિ મુંબાઇ-ગુજરાતમાં અસાધારણ જાજ્વલ્યથી અનેક નેત્રોને તથા હૃદયોને પોતાની તરફ તથા પોતાની પાસે ખેંચી રહી હતી. જે વખતે એમનું રહેઠાણ – પહેલાં મુરારજી ગોકુળદાસની ચાલીની એક ન્હાની ઓરડી, પછીથી સાન્તાક્રુઝની વીલર વિલા ને ડૉકટર્સ બંગલો, ને છેવટે ચીનાબાગમાંની ન્હાની બંગલી – એ સૌ જાણે તે સમયના લેખકો, સાક્ષરો, વિચારકો, સાહિત્ય કે તત્ત્વજ્ઞાનના અભ્યાસકો, આદર્શ-ભર્યા આશા આપતા તેજસ્વી બુદ્ધિવાળા કે જાહેરજીવનમાં કામ કરવા નીકળી પડેલા યુવકોનો એક "અડ્ડો" જ બની ગયું હતું. સન ૧૯૦૮

થી ૧૯૨૫–૨૬ લગી મુંબાઇમાં વસતા તથા મુંબાઇમાં આવતા જતા આવા પ્રકારના કેટલા ય ગુજરાતીઓનું તથા થોડા મહારાષ્ટ્રીઓનું તે એક આકર્ષક સંગમસ્થાન થઈ પડયું હતું. મંડળ શબ્દથી જે મર્યાદા, બન્ધન, સંકોચ તથા formality સૂચવાય છે તેવું કાંઇ જ એમાં ન હતું. તે તો એક જીવતું કેન્દ્ર હતું જેણે પોતે જ અનેક મંડળો-ને જન્મ આપ્યો હતો, જેણે કેટલી ય પ્રવૃત્તિઓનો આરંભ કર્યો હતો તથા જેણે ઘણી સંસ્થાઓને બળ તથા જીવન આપ્યું હતું.

સૌથી પહેલું, સન ૧૯૦૮માં, જન્મ્યું "ધી યુનિયન," જેનો પ્રથમ મંત્રી હું હતો અને જે ગિરગામમાં આર્યસમાજમન્દિરમાં દર રવિવારે સ્હવારે મળતું. તે વખતે પ્રાર્થનાસમાજમન્દિરમાં દર રવિવારે સ્હવારે મળતું "સ્ટુડેન્ટસ બ્રધરહુડ" એ એક મ્હોટી તથા બહુ આક-ર્ષક ને પ્રતિષ્ઠિત સંસ્થા હતી. "ધી યુનિયન" મુખ્યત્વે ગ્રેજ્યુએટોની અથવા પોસ્ટગ્રેજ્યુએટ અભ્યાસ કરનારાઓની સંસ્થા હતી; તેમાં બોલવા ચર્ચા કરવા ભાષણ આપવા વગેરેની ખૂબ સગવડ હતી અને મ્હોટી વયના વિદ્વાનો તથા વિચારકોને ત્યાં બોલાવાતા તથા એમની સાથે છૂટથી મળાતું: એટલે સક્રિય પ્રકૃતિવાળાઓને અંહી પ્રવૃત્તિ સ્વતંત્રતા તથા વિકાસના માર્ગ ઘણાં વધારે મળતાં. ધીરે ધીરે ગંભીર ને વિચારશીલ તેમ જ કાર્યકર યુવકોનું તે એક મહત્ત્વનું કેન્દ્ર બન્યું. એના જ વિકાસરૂપે થોડાં વર્ષ પછી "ગુર્જરસભા" થઇ જેની પ્રવૃત્તિ વધારે ધ્યાન ખેંચનારી થઇ અને જે મુંબાઇ-ગુજરાતમાં ઘણી વધુ પ્રતિષ્ઠા પામી. આ બન્ને ઉપરાંત મુંબાઇની ગુજરાતી સાહિત્યપરિષદ્, ચંદા રામજી કન્યાશાળાની તેમ જ મલબારીના સેવાસદનની આરં-ભિક પ્રવૃત્તિઓ (જે ગજ્જર સાહેબે શરૂ કરી હતી), દેવધરની હોલિકા-સંમેલનની પ્રવૃત્તિ, મુંબાઇ-ગુજરાતનાં સ્થાનિક રાજકીય કૉન્ફરન્સ, ને છેવટે સૌથી વધુ વ્યાપક તેમ જ સૌથી વધુ વેગભરી મિસિસ બીસેન્ટની હોમ-રૂલની ચળવળ – એ સૌમાં ચન્દ્રશંકરે તેમ

જ એમના સાથીઓમાંના ઘણાઓએ બહુ આગળ પડતો ભાગ લીધો હતો. આ બધું સન ૧૯૦૮ થી ૧૯૧૮ લગીના દશકામાં, મુખ્યત્વે, બનેલું: એ દશકો જ **ચન્દ્રશંકરનો** ખરો મધ્યાહ્નકાળ હતો.

લગભગ રોજ સ્હાંજે, ઘણી વાર સ્હવારે, કદિ કદિ બપોરે ને ખાસ તો રવિવારે **ચન્દ્રશંકરનો** "અડ્ડો" ભરાતો. મ્હારા આજના મિત્રો તથા ઓળખીતાઓમાંના કેટલાકોને તો ત્યાં જ હું પહેલી વાર મળેલો. ઘણાં નવાં ઓળખાણો ત્યાં થયાં ને નવા સમાગમો નવા સંબન્ધો રચાયા. આવો અનુભવ બીજાઓનો પણ હતો. તે સમયના સંસ્કાર એવા ઊંડા તથા આનન્દભર્યા છે કે હજી ય કેટલાક પ્રસંગો, કેટલાક મેળાપો, કેટલીક ચર્ચાઓ અને કેટલીક મૂર્તિઓ જાણે મ્હારી આંખ આગળ જ તરવરે છે. **ચન્દ્રશંકરને** કાંઇક પણ સમજવા હોય તો એમના આ મંડળને ય વધુ નિહાળવું જોઇશે.

કેટલેક અંશે સૌથી પહેલા એવા હતા **મનસુખલાલ માસ્તર:** હાલ **સિંધિઆ સ્ટીમ નેવિગેશન કંપનીના** એક મુખ્ય ધુરંધર, પરંતુ તે વખતે તો પોતાના જ જીવનસંગ્રામમાં અસાધારણ પુરુષાર્થથી ઘુમી રહ્યા હતા. વિચારોમાં ખૂબ ઉદાત્ત તથા ઉદાર, હૃદયથી પૂરેપૂરા સ્નેહાળ, વાતચીત-વાદવિવાદ-લેખન-તોફાનરમુજમાં બહુ કુશળ, જરા આવેશભરી પણ એકધારી વક્તૃતાવાળા, સામાજિક વર્તન તથા સંબન્ધોમાં સીધા સ્વતંત્ર નિડર ને નિખાલસ, સ્નેહજીવનમાં મુંગેમુંગા બેહદ ત્યાગ ને દાન કરી શકનારા, ઘણી રીતે અમે **નડિઆદીઓથી** બહુ જુદા દેખાય છતાં અમારી અંદર ભળી અમારામાંના જ એક થઇ ગયેલા. ત્હેમની સાથે એમનાં સહચારિણી **તારાબ્હેન,** અકુટુમ્બી છતાં કુટુમ્બીને ય શરમાવે તેવો સત્કાર કરનારાં અને તેવી હૂંફ-મમતાવાળાં, તોફાની આનન્દી છતાં ખબરદાર, ભણેલાં છતાં ઘર ચલાવવામાં ખૂબ કુશળ, તદ્દન અજાણ્યામાં ય છૂટથી હરીફરીમળી સૌનાં બ્હેન થઇ ગયેલાં, એમને લીધે અમારાં સ્ત્રીજનોને ય અમારી

મંડળીમ મળવાની હિંમત છૂટ તથા તક પ્રાપ્ત થયાં. તારાબ્હેન-માસ્તરનું અનુપમ યુગલ અમારે ત્યાં નવી જ ભાત પાડતું હતું.

એક બહુ આકર્ષક, ન્હાનકડી છતાં તેજસ્વી એવી મૂર્તિ હતી નૃસિંહદાસ વિભાકરની. મૂળ જૂનાગઢના, ત્યાં સ્કૂલમાં મ્હારી સાથે; કૉલેજમાં ચન્દ્રશંકર-અંબાલાલ ને હું એમ ત્રણેની સાથે. બી.એ.માં એ, તથા હું સાથે પાસ થયા, જો કે એ મુંબાઇની સેન્ટ ઝેવિઅરમાંથી બેઠેલા. એમ.એ.માં પાછા મુંબાઇમાં અમે ત્રણે ભેગા-ત્રણેએ પાછી કેમિસ્ટ્રિ જ લીધેલી. પણ ઝેવિઅર કૉલેજની પ્રયોગશાળામાં અકસ્માત બહુ સજજડ દાઝી ગયા: માંડ ઉગરી તો ગયા, પણ પછી કેમિસ્ટ્રિ છૂટી ગઇ. વિલાયતથી બેરિસ્ટર થઇ આવ્યા ને વકાલત શરૂ કરી. છેક ન્હાનકડા કદમાં અસાધારણ જોમ તથા શક્તિ કેન્દ્રિત કર્યાં હોય તેમ બોલવા લખવામાં, વાતચીત કરવામાં તેમ જ જાહેર ભાષણ કરવામાં, બહુ મોહક, બહુ તેજસ્વી. ઘણી જ ઉચિત ને ચિત્રમય વાણીમાં ચન્દ્રશંકરે એમનું આલેખન કર્યું છે કે

"વિરાટ વિભુની વામન વિભૂતિ વિભાકર વિલસંતી"

જેવા તેજસ્વી તેવા જ મળતાવડા, આનન્દી, હૂંફાળા દિલના. સોરઠી મીઠાશનો સુન્દર નમૂનો. સાહિત્ય લખ્યું, ભાષણો આપ્યાં; નવા પ્રકારનાં નાટકો લખ્યાં, ભજવાવ્યાં ને નાટકમાં યશસ્વી ભાત પાડી; વર્તમાનપત્રોમાં તથા હોમરૂલમાં ખૂબ ઝઝૂમ્યા. પણ એમની શકિત, આરોગ્ય ને આયુષ્ય જાણે બહુ વ્હેલાં ખૂટી પડયાં હોય તેમ એ એકદમ, ચન્દ્રશંકરના કરતાં ય બહુ વ્હેલા, ચાલ્યા ગયા (૧૯૨૪). એમની સાતમી મરણતિથિએ ચન્દ્રશંકરે ઉપરના શબ્દોથી શરૂ થતી અતિ કોમળ ભાવભરી અંજલિ એમને આપી છે. (પૃ. ૨૦૮).

તે સમયે નડિઆદી મંડળનું જૂથ મુંબાઇમાં ઘણું મ્હોટું હતું: અમે સૌ પાસે પાસે રહેતાં હોવાથી આજના કરતાં તે વખતે હળવા-મળવાનું પણ પુષ્કળ હતું. અમારામાંનું લગભગ સૌ કોઇ ચન્દ્રશંકરને

ત્યાં તો આવે જ. તેમાં અંહીં કહેવા જેવાઓમાં પહેલા તો હતા **અંબાલાલ જાની**: સરળ સાદા, જૂના વિચારોને લીધે તથા ભલા ભોળા સ્વભાવને લીધે વારંવાર ચર્ચા-વિવાદમાં કૂદી પડનારા તથા ગરમી લઇ આવનારા, છતાં બહુ સ્નેહાળ: **પન્નાલાલ** હાઇ સ્કૂલમાં શિક્ષક ને પછીથી "ગુજરાતી"માં જોડાઇને એમણે પત્રકાર સાહિત્યકાર તથા વિદ્વાન તરીકેની કારકિર્દી લગભગ તાજી જ શરૂ કરેલી. એમના કાકાના પુત્ર, **મન:સુખરામ સૂ. ત્રિ**પાઠીના દૌહિત્ર, અને **ચન્દ્રશંકરની** તથા મ્હારી સાથે મળી "ત્રિપુટી" રચનાર **શિવલાલ યાજ્ઞિક**-બહુ જ રસીઆ, વ્હાલસોયા ને વારંવાર લાગણીવશ: "**સમાલોચક**"ની વગરબોલ્યે બહુ જ **શ્રમપૂર્વક** સેવા કરનાર, તથા ઊંડી સાહિત્યભક્તિનાં બે ન્હાનકડાં ફળો-"જ્યોતિર્વિલાસ, અથવા રાત્રિની બે ઘડીની મોજ" તથા "કમળાના પત્રો-પોતાના પતિ પ્રતિ" નામના બે સરસ અનુવાદો પોતાની પાછળ મૂકી જનાર હતા. પછી હતા **નડિઆદના** અમારા બાળપણના સોબતી, પાછળથી **આર્યસમાજ**ના એક કાર્યકર્તા તથા પત્રકાર થયેલા **પરધુભાઇ શર્મા બ્રહ્મભટ્ટ**; "**સમાલોચક**" ને કેટલાંય વર્ષો લગી બહુ ઉત્સાહથી તથા કુશળતાથી ચલાવી રાખનાર **રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી**; "**સમાલોચક**" ના એક વધુ તથા મહેનતુ સહાયક, સેવાભાવી **ભાનુશંકર યાજ્ઞિક**, જે હાલ **મુંબાઇ**માં જ ઇન્કમ-ટેક્સ ઑફિસર છે; હમેશ મિતભાષી, છતાં સાહિત્યમાં અનન્ય રસ તથા હૃદયમાં અત્યન્ત ઉદાર સ્નેહ ભરી રાખનાર, **ચન્દ્રશંકર**ના એક પરમમિત્ર અને હાલ **સિન્ધિઆ** કંપનીના બીજા એક મુખ્ય ધુરંધર **સન્મુખભાઇ પંડ્યા**; તેજસ્વી, વિજ્ઞાન લઇને થયેલા નવા સ્નાતક **ઇન્દુલાલ યાજ્ઞિક**, જેમણે ગુજરાતનાં ગામોમાં અથાક કામ કરી બતાવ્યું છે અને જે-અનેક ચક્કરો પછી-હાલ કિસાન-સભાના પ્રમુખ છે; **સન્મુખભાઇ**ના ન્હાના ભાઇ, હાલ **એન. એમ. ત્રિ**પાઠીની કંપનીના મેનેજર, પરમ રસિકતાવાળા **પરમસુખભાઇ**; અને છેલ્લા તથા પહેલા, સૌના વડીલ છતાં સૌની સરખા થઇ શકનારા,

૨૪૦૭૨

(એન. એમ. ત્રિપાઠીની કંપનીના સ્થાપક તથા માલેક) નરહરિરામ ત્રિપાઠી, જેમની પ્રેમાળ હૂંફ તથા આશ્રય અમને અમૂલ્ય હતાં અને જેમને લીધે અમારા સૌનો સાહિત્યપ્રવેશ રહેલો થઇ ગયો હતો.

આ તો થયા નડિઆદીઓ: પણ નડિઆદી નહિ એવા, માસ્તર ને વિભાકરની ઉપરાંત, બીજા ઘણા હતા, જેઓ સંખ્યામાં તેમ જ મહત્ત્વમાં ચઢીઆતા હતા. એમાં ખાસ યાદ આવે છે તારાબ્હેનના પિતા દાકતર ખાંડવાળા અને એમનું કુટુમ્બ; તારાબ્હેનના મામા, નગીનદાસ માસ્તર, સોલિસિટર, હાલ મુંબાઈની કૌંગ્રેસ કમિટીના પ્રમુખ, તે વખતે મશહૂર શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીના એક નિકટના મિત્ર અને જ્ઞાનની તથા સહિત્યની ગોષ્ઠીના ભારે શોખીન. મોહનભાઇ-ગમનભાઇની જોડી, જેઓ એડવોકેટનો અભ્યાસ કરતા, પાછળથી બન્ને પ્રોફેસરો તથા જાણીતા ગુજરાતી લેખકો-પ્રોફેસર મોહનલાલ પાર્વતીશંકર દવે તથા પ્રોફેસર અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી. શંકરલાલ બેંકર, શ્રીમંત છતાં સાદાઈથી ખૂબ ભળી જનારા, કાવ્યના રસીઆ, જ્ઞાનના જિજ્ઞાસુ, પછીથી એ પણ કેમિસ્ટ્રિ લઇ એમ. એ. થનારા, જેમની શકિત ગાંધીજીએ આટલી સફળતાથી ચરખાસંઘમાં તથા મજૂરોના હિતની પ્રવૃત્તિમાં રોકી લીધી છે. અસાધારણ પ્રતિભાવાળા, ઘણી દીર્ઘદૃષ્ટિવાળા, ઊંડું દર્શન કરનારા, અકાળે જુહૂના દરિયામાં ડૂબી ગુજરાતને ઘણું દરિદ્ર બનાવનારા, આમ થોડું મળનારા પણ ચન્દ્રશંકરના મ્હોટા ને ગાઢ સોબતી રણજિતરામ વાવાભાઈ. અમદાવાદની વિખ્યાત બન્ધુસમાજના એક અગ્ર સભ્ય, બહુ આકર્ષક તથા ગુજરાતનાં પહેલાં સફળ માસિકોમાંનું એક એવા "સુન્દરી-સુબોધ"ના એક આદ્યતંત્રી, ગુજરાતના એક જાણીતા—પણ હવે ભૂલાતા-વાર્તાકાર, જેવા રમુજી તેવા જ સ્નેહાળ સાર્જન્ટરાવ-એટલે ભોગીન્દ્રરાવ દીવેટીઆ, એ પણ ગુજરાતનાં "અકાળે ચૂંટાયલાં" ઘણાં પુષ્પોમાંના એક. નવી ગુજરાતી કવિતાનો પહેલો સંગ્રહ કરી, "કાવ્યમાધુર્ય"થી

આપણી સાહિત્યની આલમમાં ખળભળાટ તથા ચેતન લાવનાર, બહુ જ મીઠડા, બહુ સુજન, કેળવણીકાર **હિંમતલાલ ગ. અંજારીઆ.** કવિ **મૂળજી વેદ**; તથા એમના એકવારના સ્વપ્નસાથી, પણ પાછળથી એકલે હાથે ગુજરાતી માસિકોમાં નવું જ સર્જન કરનાર, પ્રખ્યાત "**વીસમી સદી**"ના પ્રાણરૂપ, અખૂટ મમતાવાળા ઉદારચરિત **હાજી મહમદ અલારખીઆ શિવજી.** કાવ્યો તથા ગીતોના રચનાર તથા ગાનાર કોકિલકંઠી "**લલિત**". ઉત્સાહી સાહિત્યરસિક ને સાહિત્યસેવી **નરહરિ દેશભકત.** હાલ સુવિખ્યાત, તે વખતે ય પોતાની તેજસ્વિતાની આબાદ છાપ પાડનાર, **કનૈયાલાલ મુનશી** તથા **લીલાબ્હેન. નરસિંહરાવ દીવેટીઆ**-જે નિવૃત્તિ લઇ **વાંદરે** વસ્યા હતા ને જબ્બર ફરનારા-મળનારા તથા વાત કરનારા હતા. આજે વિદ્વાન્‌સિદ્ધહસ્ત લેખક-પત્રકાર-ગ્રન્થકાર તથા "**પ્રાધ્યાપક**" એવા **વિજયરાય વૈદ્ય**, તે વખતે સાહિત્યસેવાની ભેખનાં સ્વપ્ન રચતા અને ગુજરાત આ ભેખને ખચિત પોષશે એવી અવ્યવહારૂ શ્રદ્ધા સેવી સાક્ષરતાને જ જીવનનો ટેકો—the staff of life—બનાવવાની તૈયારીમાં હતા.

અને આ ઉપરાંત બીજાઓ આથી ય વધુ સંખ્યામાં હતા. કેટલાક દૂર રહેતા ને થોડું મળતા: કેટલાક મ્હારા ગયા પછી આવેલા, જેવા કે **બટુભાઇ ઉમરવાડીઆ, ધનસુખલાલ, જ્યોતીન્દ્ર દવે** વગેરે. મુંબાઇની બહાર રહેતા પણ મુંબાઇ અવારનવાર આવનારાઓ તો આમાં પુષ્કળ હતા, જેમાં સૌથી મુખ્ય હતા **ન્હાનાલાલ કવિ**: એ આવે ને કહેવરાવે એટલે **મૂળજીભાઇ વેદ**ના દીવાનખાનામાં અસાધારણ રસભરી "તોફાન" ભરી મુલાકાતો થતી, "અડ્ડો" જામતો અને રસ તથા સદ્‌ભાવની ખૂબ લ્હાણી થતી.

વળી એવા વડીલો ય ઘણા હતા જેમને ત્યાં અમે કાં તો પ્રસંગે પ્રસંગે કે વારંવાર જતા, ને જેઓની પાસેથી અમે પુષ્કળ આનન્દ, જ્ઞાન, પ્રેરણા તથા ડહાપણ મેળવતા. તેવામાંની બે મુખ્ય વ્યકિતઓ આજે પણ જાણે મ્હારી સમક્ષ સાક્ષાત્ ઉભી છે. એમના નિર્દેશ વિના

આ મંડળનું ચિત્ર ખૂબ જ અધૂરૂં રહી જાય. પહેલા હતા અમારામાંના ઘણા જણના નિકટના સંબન્ધી તથા વડીલ: મનઃસુખરામ ત્રિપાઠીના પુત્ર તનસુખભાઇ. પિતાના તેજ તથા શેહમાંથી તરતના જ મુકત થયેલા એટલે નવા જોસથી ને હવે પૂરી સ્વતંત્રતાથી સાહિત્યાદિના ક્ષેત્રમાં ઉતરવાના, સંસ્કૃતના જ્ઞાન તથા રસના પ્રવાહોને ગુજરાતમાં ઉતારવાના તથા એવા અનેક ઉચ્ચ રસિક અભિલાષો સેવતા: સંસ્કૃતના અજોડ પંડિત, જ્ઞાની શાસ્ત્રી સંન્યાસીઓના ભકત, નાટકમાત્રના રસીઆ, લ્હેરમાં આવ્યા હોય ત્યારે વાતચીતોના રસમાં તરબોળ કરી મૂકે: એવું જ્ઞાન, એવી રમુજ, એવી નર્માળી વાણી; એવા "જાણે ધાણી ફુટતી હોય" તેવા ઉપરાઉપરી બુદ્ધિ-ચાતુર્ય-કટાક્ષના ચમકારા, કલાકો લગી, અખૂટ રીતે ચાલે કે સાંભળનાર ચકિત જ થઇ જાય: એક ખરેખર અસાધારણ વ્યક્તિ. બીજા હતા ઉત્તમલાલ ત્રિવેદી: સમાલોચકના એક આદ્યતંત્રી, વિચારક, લેખક. અમદાવાદી ઠરેલપણું, નાગરી ઠાવકાશ, જ્યારે જુઓ ત્યારે મ્હોં ઉપર એ જ સ્નેહમાધુર્યનું સ્મિત. ...એ બન્ને વડીલો બહુ વ્હેલા જીવનલીલા સંકેલી ચાલી ગયા.

અસાધારણ પ્રભાવવાળા કે મોહક વ્યકિતવાળા ઘણા માણસો પોતાની આસપાસ આવાં મંડળો તો રચે જ છે. પરંતુ આટઆટલી વિવિધ સંપત્તિ તથા વિભૂતિવાળાં આટઆટલાં માણસો વર્ષો લગી આમ એકનિષ્ઠ રહે એવા બનાવ – ગુજરાતમાં ખાસ કરીને – બહુ જાણીતા નથી. આ આખા યંત્રની કમાન તો ચન્દ્રશંકર જ હતા. જન્મ–કુળ–પદવી–લક્ષ્મી–પ્રતિષ્ઠા એમાંથી એકની પણ અતિશયતા કે અસાધારણતા ન હોવા છતાં આ બધી વિવિધરંગી પ્રકૃતિઓને આકર્ષનાર, ભેગી કરનાર ને વર્ષો લગી ભેગી રાખનાર ચન્દ્રશંકર જ હતા. એમના વ્યકિતત્વનો આ પ્રભાવ લગભગ જાદુભર્યો જ લાગે. જ્યારે "दैवदुर्विपाकात्" એમનું ચીનાબાગનું ઘર ઊડી ગયું ત્યારે એક મ્હોટી "રૌનક" મટી ગઇ હોય એવો આઘાત કેટલા બધાઓએ અનુભવ્યો !

જ્યારે એમની કારકિર્દી અટકી, જ્યારે વિદ્યા–વાણી–રાજ્યસાહિત્ય ઇત્યાદિના વિકાસ તથા વિલાસ નિસ્તેજ થયા, જ્યારે આર્થિક તથા અન્ય વિટમ્બનાઓ એમને વધારે ને વધારે ઘેરવા લાગી, ત્યારે–મંડળ મેળાપ વગેરે શિથિલ થવા છતાં, સૌને ચન્દ્રશંકર માટેનાં આકર્ષણ – સદ્ભાવ – સમભાવ ઘણો કાળ રહ્યાં. જેમ એમણે પોતાના સારા દિવસોમાં બીજાઓનાં ઘણાં કામ કર્યાં ને બીજાઓની બને તે સેવા કરી, તેમ એમનાં છેલ્લાં વર્ષોમાં તેઓ પોતે પણ ઘણાઓ પાસેથી ઘણા પ્રકારની લગભગ અસામાન્ય એવી પુષ્કળ સેવા પામ્યા. આ દૃષ્ટિએ એમના જેવો ભાગ્યવંત મ્હેં બીજો કોઇ દીઠો નથી.

કદિ નાતજાતને લીધે તો કદિ ધંધાને અંગે, કદિ સાહિત્યને લીધે તો કદિ રાજકીય તથા સાર્વજનિક પ્રવૃત્તિને અંગે ગુજરાતમાં તથા કાઠિયાવાડમાં, મુંબાઇમાં તથા પૂનામાં એમના એટલા બધા સંબન્ધો બંધાયા હતા કે એમનું ઓળખાણનું મંડળ તો અત્યન્ત વિશાળ હતું. તેમાં સમવયસ્કો ઉપરાંત ન્હાનામોટાઓ પણ ઘણા હતા. ગુજરાતના લગભગ સર્વ અગ્રણીઓના સંપર્કમાં તે આવ્યા હતા તે ઉપરાંત મુંબાઇના તથા મહારાષ્ટ્રના પણ ઘણા અગ્રણીઓ સાથે સંબન્ધ બંધાયો હતો. સાચું મળતાવડાપણું, ઊંડો સમભાવ, અખૂટ સમાધાન-શીલતા, સેવા કરવાની અને સ્નેહ આપવા લેવાની તમન્ના – એ ગુણોના વ્યતિરેક વિના ન તો આટલા ને આવા સંબન્ધો બંધાઇ શકયા હોત કે ન તે વર્ષો લગી નભી શકયા હોત.

## ૨

આટલા વિસ્તાર પર સંબન્ધો બાંધવાનું તથા પોતાની persona-lity નું જાદુ લગાડવાનું એક મુખ્ય સાધન ચન્દ્રશંકરની વાતચીત કરવાની શકિત હતી. એ શાકત હતી, શોખ હતો ને કળા પણ હતી. સંબન્ધો બાંધવાનું એ જેમ મ્હોટુ સાધન હતું તેમ તે આ સંબન્ધોનું ફળ પણ હતું.

અંગ્રેજી સાહિત્યના અહેવાલમાં ડૉ. જ્હૉન્સન તથા કૉલરિજની વાતો, તથા વાતો કરવાની ખૂબી અમર થઈ ગયાં છે. ગુજરાતી સાહિત્યમાં મૂળ તો જીવનકથા ને જીવનચરિતોનું વહેણ જ બહુ પાતળું ને અણવિકસ્યું છે, અને તેમાં ભાટ-ચારણો ને ધંધાર્થી વાતો કહેનારાઓથી વિશેષ વાતચીતની કળા તરફ ધ્યાન ખેંચાયું જ નથી. છતાં આપણે ત્યાં પણ conversationalists થઈ ગયા છે ને હજી ય છે. મ્હારા અનુભવમાં જે આવેલા તેમાં હું સૌથી અગ્રસ્થાન ગોવર્ધનરામને આપું. ઘડીએ ઘડીએ એમની શાન્ત ગંભીર તલસ્પર્શી દૃષ્ટિ સામાન્ય વાતમાં ય અતિ ગૌરવ લાવી દે; જેવું વિશાળ વાચન તેવું જ ઊંડું ચિન્તન ને તેવા જ નિકટ માનવતાના અનુભવ એમની વાતચીતમાં અનુપમ આકર્ષણ તથા નવીનતા લાવી મૂકે; આટલા ગંભીર માણસમાં અજાણ્યા કદિ ધારે નહિ એટલો બધો હાસ્યનો ને તોફાનનો રસ એમની વાણીમાંથી લગભગ નિરન્તર ટપકયાં જ કરે અને વારંવાર સાંભળનારાઓને એમાં તાણી જઈ "પેટ પકડીને" હસાવ્યા કરે; અમારા જેવાં એમનાં બાળકોને તો એમની વાતોમાં અનુભવ તથા ડહાપણનાં અમૂલ્ય મોતી, ઉચ્ચ ઉચ્ચ આદર્શની ઝાંખી, નીતિમય પણ બહાદુરીભર્યા જીવનની પ્રેરણા અને ઊંડું વાત્સલ્ય એટલે લગી મળતાં કે એમની પાસે બેઠા પછી ઊઠી જવાનું મન જ થતું ન હતું. એક બીજી જ જાતનો પ્રકાર આનન્દશંકરભાઈની વાતોમાં હતો. ગોવર્ધનરામનું વાત કરવાનું જોમ, ઉત્સાહ, રસ વગેરે એમાં બહુ નહિ, પણ એમાં હતાં ઉંચા પ્રકારની મીઠાશ, સંસ્કારિતા, જ્ઞાન તથા જિજ્ઞાસાની જુદી જ જાતની વિશાળતા અને હળવી રમુજની સાથે પુષ્કળ આનન્દીપણું: એમની સાથેની વાતો પણ લાચારીએ જ બંધ કરવી પડતી. એક રીતે એ ગુજરાતના હતા સુન્દરમાં સુન્દર conversationalist. સન ૧૯૨૫થી ૧૯૩૭ લગીમાં હું પુષ્કળ વાર કાશી ગયો હતો: તે દરેક વખતે એમની સાથે જે કલાકોના કલાકો લગી વાતો કરી છે તે મ્હારાં સૌથી વધારે ધન્ય સ્મરણોમાં ચિરંજીવ છે. આ બન્નેથી જુદા છતાં પોતપોતાના

પ્રકારમાં ચમત્કારિક એવા બીજા ત્રણ દાખલા પણ આની સાથે જ યાદ આવે છે: તે છે કનૈયાલાલ મુનશી, ન્હાનાલાલ ચ. મહેતા (આઇ. સી. એસ.) અને ગગનભાઇ (લલ્લુભાઇ મહેતા). પણ આવા બીજા જાણ્યા અજાણ્યા તો અનેક હોવા જોઇએ.

ચન્દ્રશંકર પણ જાણે જન્મથી જ conversationalist હતા. ગંભીર વિષયો તરફ એમનું ધ્યાન ગયું કે બાળપણની રમતો તોફાનો વગેરે છોડી ગુરુજનો પાસે તે જતા આવતા થયા. નડિઆદમાં જ એમને આવાં બેસવા ઊઠવાનાં ઘણાં સ્થાન મળ્યાં: દોલતરામ કૃપારામ પંડ્યા, કૃષ્ણશંકર પંડ્યા, છગનલાલ પંડ્યા, તનસુખરામ ત્રિપાઠી, નાથાભાઇ અવિચળદાસ, ગોપાળદાસ વિહારીદાસ (નાનાસાહેબ), ગિરધરદાસ મંગળદાસ (તાતાસાહેબ), અને સૌથી વધુ વૃદ્ધ એવા મનઃસુખરામ ત્રિપાઠી, તથા સૌથી વધુ ગુરુતુલ્ય ગોવર્ધનરામ. છેલ્લા બન્નેની પાસે તે પુષ્કળ બેસતા, વાતો તથા ચર્ચા ખૂબ તથા ખુલાસાથી કરતા, અને ઘણું ઘણું શીખતા. નડિઆદની બહાર પણ સ્થળે સ્થળે આવા ગુરુજનને શોધતા, ખાસ ચીવટથી મળતા, ને બને તેટલો સમાગમ કેળવતા. મુંબાઇ-જૂનાગઢમાં પ્રોફેસરો, અમદાવાદમાં આનન્દશંકરભાઇ વગેરે, મુંબાઇમાં ઉત્તમલાલભાઇ, નરસિંહરાવભાઇ વગેરે, ભાવનગરમાં પટણી સાહેબ, રાજકોટમાં બળવંતરાય ઠાકોર, ન્હાનાલાલ કવિ વગેરેની મુલાકાતની પરંપરાઓ હોય જ. આ તથા બીજા અનેક જનોના મેળાપો તથા સમાગમોમાં ચન્દ્રશંકરની વાતચીતની કુદરતી છટા બહુ ખીલી શકી. બુદ્ધિ, જ્ઞાન, અનુભવ, કાર્યપ્રદેશ વગેરેના વિકાસની સાથે એમની આ શકિત પણ વધુ ને વધુ સમૃદ્ધ થઇ, અને જેમ બીજાઓની વાણીના તથા વાતચીતના મોહથી ખેંચાઇ તેઓની પાસે પોતે જતા હતા તેમ એ પોતે પણ બીજા અનેકોને પોતા તરફ ખેંચતા તથા પોતાની વાતચીતથી મુગ્ધ કરતા થઈ ગયા.

## ૩

પોતાના મિત્રવર્ગને કે પોતાના જ મંડળને પોતાના વાણીવિલાસથી કે વાણીના પ્રભાવથી મુગ્ધ કરી નાખનારા ઘણાઓ કોઇ સભા કે મેળાવડા આગળ બોલતાં થરથરે, થોથવાય કે બેસી જ જાય એવું ઘણીવાર બને છે. ચન્દ્રશંકરે પોતાની વાણીની કુદરતી શકિતને સમગ્રતાથી કેળવી હતી, અને તે વાણીનું એક વહેણ જેમ અનેક મિત્રોને વાતના રસમાં તરબોળ કરી દેતું હતું તેમ તેજ વાણીનું બીજું એક વહેણ જાહેર મેળાવડાઓમાં એક પ્રભાવશાલી વકતૃત્વરૂપે શ્રોતાજનોના ચિત્તને મુગ્ધ કરી શકતું હતું. પોતાની વાણીની શકિતને એમણે બહુ બુદ્ધિપૂર્વક આ કામને માટે કેળવી હતી અને તે કેળવણીનાં પરાક્રમો અસાધારણ સિદ્ધિ પ્રકટ કરી શકયાં હતાં.

વિદ્યાર્થીજીવનમાંથી જ તે પોતાની કુદરતી શકિતના બળે આ તરફ વળ્યા હતા. તે વખતે વિદ્યાર્થીસભાઓ ગજાવી ને તે પછીની વયમાં મ્હોટી મ્હોટી, વિવિધ પ્રકારની સભાઓ, પરિષદો ને સંમેલનો ગજાવ્યાં. એમના દેખાવમાં જ તંદુરસ્તી, જોમ, તેજ ને શકિત તરવરી રહ્યાં હતાં. પોશાકનું દેહનું ને હલનચલનનું ગૌરવ તથા મુખમુદ્રાનો પ્રભાવ જાણે કે નીકળનારી વાણીના સત્કારનો માર્ગ સરળ કરી દેતાં હતાં. એમનો અવાજ મ્હોટો—એટલે લગી મ્હોટો કે બહુ ગંજાવર મેદનીને પણ તે પહોંચી શકતો (તે વખતે "લાઉડ સ્પીકર્સ" તો આવ્યા ન હતા): ઉચ્ચાર તદ્દન સ્પષ્ટ, વાણી જોરદાર પ્રભાવવતી છતાં વિવિધ ભાવાનુસાર નિયંત્રિત (modulated), વિચારસરણી સુગમ, કઠિન વાતોને ય સરળ સચોટ રૂપમાં રજુ કરી શકવાની શકિત, સાંભળનારના અનુભવને તથા જીવનને સ્પર્શ કરે એવી વાતો, રમુજો તથા વ્યાવહારિક દષ્ટાન્તો જાણે વગર પ્રયાસે રજુ કરવાની છટા, છતાં જરૂર પ્રમાણે વિચાર તથા આદર્શને માટે પ્રેરણા તથા ઉલ્લાસ જગાડી શકે એવું ગૌરવ: એમના વકતૃત્વના મુખ્ય અંશોમાં આ હતા.

છતાં સંગીતની પેઠે વકતૃત્વની ખરી પ્રતીતિ પણ એના સાંભળનારને જ થઇ શકે: શબ્દવર્ણન તે કદી ના કરી શકે.

એમની વકતૃતાની ઉચ્ચતમ શિખા એમણે ૧૯૧૮માં હોમરૂલ લીગની ચળવળને પ્રસંગે પ્રકટ કરી: તે વખતે શહેરોમાં તથા ગામડાઓમાં પ્રચારાર્થે ચન્દ્રશંકર તથા બીજાઓ ફરતા ને ઠેરઠેર ભાષણો આપતા. તે વખતના ગુજરાતી વકતાઓમાં ચન્દ્રશંકર સ્હેલાઇથી અગ્રપદે હતા: ઘણાઓ એમને "ગુજરાતના સુરેન્દ્રનાથ બેનરજી" કહેતા અને તે અભિનન્દનથી ચન્દ્રશંકર ઘણો સ્વાભાવિક સંતોષ અનુભવતા. કારણ કે પોતાની વકતૃત્વશકિત કેળવવાના એક સાધન તરીકે તેમ જ કુદરતી શોખથી, એમણે તે કાળના હિન્દુસ્તાનના લગભગ સર્વ વક્તાઓને સાંભળ્યા હતા. જેમ ખાસ મ્હોટા વિશિષ્ટ જનોની સાથેના પોતાના નિકટ વાર્તાલાપોની હકીકત કહીને તે પોતાની વાતચીત સાંભળનારને મુગ્ધ કરી દેતા હતા, તેમ જ જુદી જુદી વકતૃતાઓના પ્રકારો, તે પ્રકારો રજુ કરનારા દૃષ્ટાન્તરૂપ વકતાઓ, તેઓની વકતૃતાનું સામર્થ્ય તથા ગુણદોષો વગેરેની મીમાંસા કરવાનો પણ ચન્દ્રશંકરને ભારે શોખ હતો. અને આપણે તે વકતાઓને સાંભળ્યા હોય કે ન સાંભળ્યા હોય, પણ ચન્દ્રશંકરનું તાદૃશ નિરુપણ તથા પૃથક્કરણ સાંભળતે સાંભળતે તેમાં તલ્લીન થયા વિના રહેવાય જ નહિ.

સભાક્ષોભ જીતી વાણીનો આટલો વિકાસ કરવો એ ચન્દ્રશંકરે આત્મવિ નું એક મહત્ત્વનું અંગ માન્યું હતું. પોતાનો આ વિકાસ સાધવાની સાથે તે પોતાના સાથીઓને પણ ખૂબ પ્રેરણા ઉત્તેજન તથા તક આપતા હતા. મ્હારૂં બાળપણનું શરમાળપણું, સભાક્ષોભ, સંકોચ વગેરે જીતવામાં અને બોલવાનો ખરો આનન્દ સમજવામાં તથા મેળવવામાં ચન્દ્રશંકરની મદદ મ્હને ખૂબ મળી છે: અને ખૂબ વ્હાલથી મળી છે.

એક અનુપમ મોહક વાતચીત કરનાર તરીકે, તેમ જ આજે જે એક પ્રકાર કદાચિત્ જાહેરજીવનમાંથી અદૃશ્ય થઇ ગયો છે તેવા પ્રકારના પણ એક શિષ્ટ ઉચ્ચ જાહેર વક્તા તરીકે પણ **ચન્દ્રશંકર** ગુજરાતમાં ચિરંજીવ થઇ ગયા હોત – જો અન્ય આપત્તિઓએ એમને અશક્ત બનાવ્યા ન હોત તો.

વાતચીત વક્તૃત્વ ને લેખન – એ ત્રણે દિશામાં વાણીની સિદ્ધિ **ચન્દ્રશંકરે** સહજ પ્રાપ્ત કરી હતી તો પણ ત્હેમાં એમને ઊંડું ભાન એ હતું કે જેમ આત્મવિકાસનાં એ માત્ર અંગો છે, તેમ તે લોકસેવાનાં પણ સમર્થ સાધનો છે. અથવા તો લોકસેવા પણ એક રીતે આત્મ-વિકાસનું પરમ અંગ છે. જેમ પોતાની વાણીની તથા લેખનની શક્તિનું **ચન્દ્રશંકરને** પૂરેપૂરું ભાન હતું તેવું જ એમને એ પણ ભાન હતું કે લોકસેવા – જાહેરજીવન વગેરેને માટે પોતાનામાં ખાસ શકિતઓ છે. એ શકિતનો પૂરેપૂરો ઉપયોગ હૃદયથી તેમજ બુદ્ધિથી કરવામાં એમણે પાછું વાળી જોયું નથી. એમાં ધર્મ તથા એમાં આનન્દ એમણે માન્યો, તે એટલે લગી કે સાહિત્યના કરતાં પણ એમણે આ પ્રવૃત્તિને જીવનમાં વધુ સ્થાન આપ્યું. જાહેરજીવનની ભૂખ ને તમન્નાએ **ચન્દ્રશંકરના** જીવનમાં જે ભાગ ભજવ્યો છે તે ઓળખ્યા વિના **ચન્દ્રશંકરનું** ખરું ઓળખાણ કરી શકાશે નહિ. એમની નાડીઓમાં લોહીને સૌથી વધુ વેગથી દોડાવનાર તો આ જ પ્રવૃત્તિ હતી. એક ખરો ખેલાડી જે રીતે સર્વસ્વ છોડી ખેલમાં ઉતરી પડે છે તે જ રીતે એ પણ એકાગ્રતાથી જાહેરજીવનમાં કૂદી પડયા.

**ન**ડિઆદની અમારી **વ**ડનગરા **નાગર બ્રા**હ્મણ **સ**માજના તે વર્ષો લગી પ્રાણરૂપ રહ્યા, ને એક રીતે ત્યાં જ એમણે કાંઇક સાર્વજનિક કહીએ તેવી પ્રવૃત્તિમાં પહેલી વાર ઝુકાવ્યું; **જૂ**નાગઢની **કૉ**લેજની **ડી**બેટીંગ **સો**સાયટી તથા શહેરનું "યુનિયન"– એ બન્નેએ પહેલી જ વાર એમની વક્તૃત્વશકિતને ક્ષેત્ર આપ્યું અને એમને

પોતાને તથા અમને એ શક્તિની અસાધારણતાનું ભાન કરાવ્યું. તે પછીથી મુંબાઇના "ધી યુનિયન" તથા "ગુર્જરસભા" એ બન્નેએ સાર્વજનિક કાર્યની એમને તાલીમ આપી, પછીથી સાહિત્યપરિષદ્, નાગરપરિષદ્, હોમરૂલની સભાઓ, અનેક જયન્તીઓ, મહોત્સવો, સંમેલનો વગેરે તેઓએ યોજ્યાં.

આ જીવને એમને આરંભમાં ખૂબ સંતોષ, આનન્દ તથા યશ આપ્યાં. એમની બિમારીનો આરંભ પણ કાંઇક રીતે હેને અંગે જ થયો. (જો કે વાસ્તવિક રીતે એમાં આરોગ્ય સાચવવાની અનાવડત તથા બેદરકારી પણ જવાબદાર હતી). જીવનનાં છેલ્લાં ઓગણીસ વર્ષ જ્યારે તે આ બિમારીની તથા હેનાં પરિણામોની સાથે બાથ ભીડી રહ્યા હતા ત્યારે તે દરમ્યાન, છેક છેલ્લી ઘડી લગી પણ, એમનો મ્હોટો વિનોદ, મ્હોટો વિસામો ને પીડા ભૂલાવનાર ખરૂં ઔષધ—anœsthetic—જાહેરજીવનનું ન્હાનું મ્હોટું કાર્ય જ હતું. એમના ખરા મધ્યાન્હનું આ કાર્ય પોતાની નજરે જોનાર ભાઇ અંબાલાલ જાનીએ એનો સરસ ચિતાર આપ્યો છે તે રજુ કરવા જેવો છે.[૧]

"ભર ગુજરાતનાં ગામડાંઓમાં ઘેરેઘેર હોમરૂલનો સંદેશો પહોંચાડવા પોતાના અનેક સેવાભાવી મિત્રો સાથે ઘૂમ્યા. ન જોયાં રાત કે દિવસ, ન જોયાં ટાઢ કે હીમ, ન જોયા રેલ્વે મોટર કે ગાડાંના ત્રાસ, અને બસ ઘૂમ્યા અને ઘૂમ્યા જ કર્યું અને તે પોતાની ગાંઠના દામ ખરચીને, યુવાનીના જોમમાં તેમણે ન કરી દરકાર પોતાનાં આશ્રિતોના ભવિની......" આપણે ઉમેરી શકીએ કે-"ન કરી દરકાર પોતાની કારકિર્દીની કે ન કરી દરકાર પોતાની તંદુરસ્તીની."

અન્ત લગી આ જ, એના ગુણદોષસમેત, એમનો ખરો શોખ હતો, આ જ એમનું ખરૂં જીવન હતું. એ જ વાત સન ૧૯૧૯માં બિમારીના બીજા જ વર્ષમાં એમણે "મુજ પ્રિયતમ એ અભિલાષ" એમ કરીને કાવ્યમાં રજુ કરી છે (પૃ. ૧૩૮):

---

૧, જુઓ "સ્વ. ભાઇ ચન્દ્રશંકર ન. પંડયા"—અંજલિદાતા અંબાલાલ બુ. જાની, "શારદા" જાન્યુઆરી ૧૯૩૮, પૃ. ૯૧૧.

"મુજ પ્રિયતમ એ અભિલાષ,
મુજ જીવનનો એ શ્વાસ!
લેખ લખું કૈં, કાવ્ય રચું કૈં, ભાષણ આપું અનેક,
કાર્ય કરૂં કૈં જનહિતકારી – જાગે મ્હારો દેશ.
'સ્નેહ અને સેવા' એ મંત્ર ગામેગામ જગાવું;
મન્દ બનેલા હિન્દબાલને ચેતનમસ્ત બનાવું.
દેશયજ્ઞમાં નમ્ર જીવન આ હું ય કરૂં કુરબાન:
મુજ પ્રિયતમ"

"જાગે મ્હારો દેશ," "ગામેગામ જગાવું," "ચેતનમસ્ત બનાવું" એ એમની ધૂન. "ચન્દ્રશંકર આવ્યા એટલે જણાયા," "આવ્યા એટલે હવે કંઇક ને કંઇ તો થવાનું જ"–એ હતી એમની શાખ. અને આખરે "કુરબાની" પણ કરી જ–ખરૂં છે કે આંખને આંજી નાંખે એવા એક પ્રબળ ઝબકારાથી નહિ, પણ એથી વધુ ધીમી પણ પીડાકર રીતે–વર્ષો લગી કુટુમ્બ–દ્રવ્ય–આરોગ્ય–શકિત વગેરેને ધીરે ધીરે ઘસી નાંખી આખરે દુઃખ ને નિરાશામાં દેહવિલય કરીને.

જાહેરજીવનમાં સાર્વજનિક સંસ્થાઓ તરફ ચન્દ્રશંકરને ઊંડી ભકિત હતી. આ સંસ્થાઓ વાદવિવાદ કે વ્યાખ્યાનની સભાઓ હોય, કોઇ ખાસ કાર્ય કરનારાં મંડળ હોય, પરિષદ્ હોય, સમ્મેલન હોય, પ્રાસંગિક જયન્તી જેવો ઉત્સવ હોય, કે કોઇ દૈનિક–સાપ્તાહિક કે સામયિક પત્ર હોય: પણ તેમાંથી કોઇના તરફથી કામને માટે કહેણુ આવે કે તે સ્વીકારાય જ. આમાં મ્હોટી સેવાઓની ભેગી અગણિત ન્હાની સેવાઓ પણ સમાતી; કેટલીક એવી ન્હાની પણ હોય કે તેઓનો અન્યત્ર ઉલ્લેખ પણ ન થાય. કેટલીક સંસ્થાઓની સ્થાપનામાં તથા બીજી ઘણીના નિર્વાહમાં ચન્દ્રશંકરનો ફાળો પુષ્કળ મ્હોટો હતો. જો એ સર્વનો હિસાબ આપણને મળે તો જ આપણને એમની અખૂટ કાર્યશકિતનો તથા લોકસેવાની હોંશનો ખરો ખયાલ આવે.

આ બધી સંસ્થાઓ તથા પત્રોમાં અગ્રસ્થાન "સમાલોચક" પત્ર લે છે. ઓગણીસમી સદીના છેલ્લા દશકામાં ગોવર્ધનરામની પ્રેરણા તથા મદદથી સ્થપાયલું આ પત્ર એમના ન્હાનાભાઈ નરહરિરામે એક ત્રૈમાસિક તરીકે પ્રકટ કર્યું, અને એમની ઇચ્છા મહેનત તથા આશ્રયથી કેટલાં ય વર્ષો લગી જીવતું રહ્યું. આરંભમાં ઉત્તમલાલ ત્રિવેદી જેવા ગંભીર વિદ્વાન વિચારક તથા મણિલાલ છબારામ ભટ્ટ જેવા રસિક તથા કુશળ લેખક તંત્રીપદે હતા. એ બન્નેને લીધે, ગોવર્ધનરામની પ્રતિષ્ઠાને લીધે તથા પ્રકાશક એન. એમ. ત્રિપાઠીની કંપનીના નામને લીધે આરંભથી જ એને સારો આવકાર મળ્યો. તે સમયે એવા પત્રની ખરી જરૂર હતી એ ચોક્કસ થયું. પહેલાં દશ વર્ષોની એની ફાઇલ જોતાં જણાય છે કે ગુજરાતના લગભગ બધા જાણીતા લેખકોનો સહકાર તે મેળવી શક્યું હતું.

મેટ્રિક પસાર કરી સન ૧૯૦૧ના જાન્યુઆરીમાં ચન્દ્રશંકર મુંબાઇ જઇને એલ્ફિન્સ્ટન કૉલેજમાં જોડાયા ત્યારથી એમને તથા એમના સાથીઓને "સમાલોચક"માં રસ પડવા લાગ્યો. પછી થોડો કાળ જૂનાગઢ રહીને ૧૯૦૫માં મુંબાઇ પાછા આવ્યા તે દરમ્યાન આ રસ ખૂબ વધ્યો ને કાંઇક સક્રિય પણ થયો. પ્રુફ તપાસવાની, ન્હાના લેખો અનુવાદો વગેરે તૈયાર કરવાની, એવી ન્હાની ન્હાની સેવા શરૂ થઇ ગઇ હતી. સન ૧૯૦૫ના ડીસેમ્બરમાં ચન્દ્રશંકરે બી. એ. ની પરીક્ષા પસાર કરી અને મુંબાઇમાં કાયમ વસવાનું ઠરાવ્યું, તે વખતે "સમાલોચક"ના તંત્રી એકલા મણિલાલ છબારામ જ હતા. મણિભાઇ "ગુજરાતી" પત્રના કાર્યાલયમાં હતા, "ગુજરાતની જૂની વાતો" નામની બહુ રસીલી ચોપડીના તેમ જ કેટલાંક ભાવવાહી કાવ્યોના લેખક તથા સંસ્કૃત સાહિત્યના મસ્ત અભ્યાસી હતા. ચન્દ્રશંકરે "સમાલોચક"માં લેખો લખવાનું તથા એની વ્યવસ્થામાં વધારે ને વધારે ભાગ લેવાનું શરૂ કર્યું. સન ૧૯૦૭ના જાન્યુઆરીમાં જ ગોવર્ધનરામનો દેહાન્ત

થયો, અંબાલાલ જાની મુંબાઇ આવ્યા, અને "સમાલોચક" મંડળે ગોવર્ધનરામની પાછળ બહુ જ ટુંક મુદતમાં એક મ્હોટો, મહત્ત્વનો તથા આકર્ષક "ગોવર્ધન-સ્મારક અંક" પ્રકટ કરી ગુજરાતી વાચકોના હાથમાં મૂક્યો. ગુજરાતીમાં આવા સ્મારક અંકો હવે, સદ્‌ભાગ્યે, પુષ્કળ નીકળી ચૂકયા છે, પણ મ્હારી જાણ પ્રમાણે સૌથી પહેલો અંક તો આ જ હતો, અને ત્હેનો યશ "સમાલોચક" મંડળને જ ઘટે છે: અને તેમાં ચન્દ્રશંકરનો હિસ્સો ઘણો હતો.

ધીમે ધીમે વધુ ને વધુ જુવાન કાર્યકરો "સમાલોચક"ને મળવા માંડ્યા અને એ પત્ર બહુ સમૃદ્ધિવાળું તથા યશસ્વી થવા લાગ્યું. છતાં સન ૧૯૧૩ લગી તે ત્રૈમાસિક રૂપે જ મણિભાઇના તંત્રીપણા નીચે પ્રકટ થયા કર્યું. તે પછી મણિભાઇ "ગુજરાતી"ને તથા મુંબાઇને છોડીને અમદાવાદ જઇ રહ્યા, અને સન ૧૯૧૪થી બહુ આવશ્યક તથા સ્વાભાવિક વિકાસના પરિણામે ત્રૈમાસિક "સમાલોચક" માસિક થયું. જો કે ચન્દ્રશંકર મુખ્ય કામ કરતા હતા તો પણ તંત્રી તરીકે ૧૯૧૪ તથા ૧૯૧૫માં એકલા અંબાલાલ જાનીનું નામ હતું: પણ ૧૯૧૬ થી, આગ્રહને વશ થઇને, ચન્દ્રશંકરે પોતાનું નામ પણ મૂકવા દીધું: આમ ૧૯૧૬થી ૧૯૨૩ લગી આ બન્ને મિત્રો સહતંત્રીઓ રહ્યા. માસિક પત્રના પ્રકાશક રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી શરૂથી (૧૯૧૪થી) હતા; ૧૯૨૩થી તે તંત્રી ને પ્રકાશક બન્ને થયા.

આમ ૧૯૦૬થી ૧૯૨૩ લગી સત્તર વર્ષ લગી ચન્દ્રશંકરે "સમાલોચક"ની સેવા કરી અને ત્હેને ગુજરાતના અગ્ર માસિકોની પંક્તિમાં મૂકી દીધું. ચન્દ્રશંકરને મન સાહિત્ય તથા પત્રકારિત્વ સ્વયમેવ મૂલ્યવતાં તો હતાં જ પણ તે ઉપરાંત તે લોકસેવાનાં પ્રબળ સાધન તરીકે સાર્વજનિક જીવનનાં પણ અંગ હતાં જ. એમની આ દૃષ્ટિ કેળવવામાં ગોવર્ધનરામની સ્પષ્ટ તથા ઊંડી અસર હતી.

"**સમાલોચક**"ને ગુજરાતમાં જ્ઞાન, પ્રકાશ તથા ચેતન પ્રસારવાના એક બળવાન સાધન બનાવવાના એમના મનના મ્હોટા કોડ હતા. એમણે "**સમાલોચક**"માં નવાં નવાં ઉપયોગી અંગો દાખલ કર્યાં, જાતે વિવિધ વિષયના લેખો લખ્યા તથા અનેક મહત્ત્વના લેખો બીજાઓની પાસે લખાવ્યા કે બીજાઓ પાસેથી મેળવ્યા. એને અંગે, એમની લોકસેવાની ભાવનાને લીધે તેમ જ એમના સ્નેહ તથા સહચાર વાંછતા હૃદયની વૃત્તિને લીધે, એમણે અનેક લેખકોનાં ઓળખાણ કર્યાં, અનેકની સાથે સંબન્ધ બાંધ્યા કે દૃઢ કર્યા, અને અનેક નવા ઉગતા લેખકોને ઉદાર હૃદયથી સહાયતા આપી. જેમ "**સમાલોચક**"ના લગભગ ચાળીસેક વર્ષના જીવનમાં **ચન્દ્રશંકરે** એની મહાસેવા કરી તથા ત્હેને વિકાસના શિખરે પહોંચાડ્યું તેમ એ પણ સત્ય છે કે "**સમાલોચક**" પત્રે પણ **ચન્દ્રશંકરને** (તથા ત્હેમના મંડળ–મિત્રો વગેરેને) તાલીમનું વિકાસનું અને સેવાનું ઉત્તમ દ્વાર ખોલી આપ્યું.

ગુજરાતમાં આજ આટલા અભ્યાસીઓ છે, આટલા પ્રોફેસરો તથા વિદ્વાનો છે, અને વિદ્વત્સંસ્થાઓ પણ છે. વચ્ચે કદિક **પત્રકારપરિષદ્** પણ મળતી ને **સાહિત્યપરિષદે** પણ પત્રકારિત્વનો એક વિભાગ સ્વકાર્યો છે. ગુજરાતનાં પત્રકારિત્વનો જન્મ છેક કવિ **નર્મદના** "**દાંડીઆ**"ના પ્રકાશનથી ગણીએ તો જરૂર અર્ધી સદીથી ઘણી વધુ ઉમર એની થઇ ગઇ છે. તે કાળનાં ઘણાં પત્રો બહુ મહત્ત્વનું કાર્ય કરીને બંધ પડ્યાં છે. "**દાંડીઆ**" ઉપરાંત **મુંબાઇની બુદ્ધિવર્ધકસભાનું** પત્ર; **નડિઆદનાં મણિલાલ નભુભાઇનાં** "પ્રિયંવદા" તથા "સુદર્શન" અને **બાળાશંકર** ઉલ્લાસરામનું "**ભારતીભૂષણ**"; **મુંબાઇનાં** "**સમાલોચક**", **હાજીનું** "**વીસમી સદી**" ને **મુનશીનું** "ગુજરાત"; **અમદાવાદનાં** "**જ્ઞાનસુધા**", "**વાર્તાવારિધિ**", "**વસન્ત**" અને "**સુન્દરી–સુબોધ**"; **વડોદરાનું** "**સાહિત્ય**," અને "**કૌમુદી**": એ તો માત્ર આવાં પત્રોના શ્રેષ્ઠ નમૂના છે. તેઓએ ગુજરાતની ને ગુજરાતીની જે સેવા

કરી છે, અને ગુજરાતના તથા ગુજરાતીઓના ઘડતરમાં જે ફાળો આપ્યો છે ત્હેની ઐતિહાસિક તેમ જ સંસ્કારિતાની દૃષ્ટિએ સમીક્ષા તથા કદર કરવાનું કામ હજી અસ્પૃષ્ટ જ રહ્યું છે. જ્યારે પણ તે કામને કોઈ પણ ઉપાડશે ત્યારે ત્હેમાં "**સમાલોચક**"ને તથા ત્હેના વિધાયકોને યશસ્વી સ્થાન અપાશે જ.

લખવાના કુદરતી શોખને તથા શક્તિને "**સમાલોચકે**" પ્રથમ ને સરળ માર્ગ કરી આપ્યો, તો જાહેરજીવનની એમની અભિલાષાએ એમાં ઉત્સાહ પૂર્યો અને **ગોવર્ધનરામ**-પ્રેરિત આત્મવિકાસ તથા લોકસેવાની ભાવનાઓએ એમાં જવાબદારી, ગંભીરતા, પ્રૌઢતા વગેરેના રંગો પૂર્યા. આ લેખનપ્રવૃત્તિ ગદ્ય તેમ જ પદ્ય બન્ને રૂપોમાં પ્રકટી તથા પક્વતા પામી તથા બન્નેમાં, એમની વાતચીતો તથા ભાષણોની પેઠે, તે ઉચ્ચ કક્ષાએ પહોંચી તથા ઉચ્ચ ગણના મેળવી શકી એ **ચન્દ્રશંકર**ની અનેકદેશીય શક્તિનું તથા નૈસર્ગિક પ્રતિભાનું એક ખરૂં લક્ષણ છે.

એમનાં ગદ્ય ને પદ્ય બન્ને એકી સાથે સન ૧૯૦૬ થી "**સમાલોચક**"માં પ્રકટ થવા લાગ્યાં. **રમણભાઈ**એ **ગોવર્ધનરામ**માં જે સંયમ આવા પ્રકાશન સંબન્ધી વખાણ્યો તે જ સંયમ, **ગોવર્ધનરામ**ના દાખલાથી કદાચિત્, **ચન્દ્રશંકરે** પણ શિષ્ટાચાર તરીકે પાળ્યો, અને બી. એ. થયા પછી જ લેખ પ્રકટ કર્યા.

એમના ગદ્ય લેખોમાંથી માત્ર બે જ પુસ્તકાકારે પ્રકટ થયા છે. "**બે પ્રેમકથાઓ**" નામની ન્હાની ચોપડી સન **૧૯૧૬** માં "**પાંચ પ્રેમકથાઓ**" તરીકે ફરીથી પ્રકટ થઇ: કથાલેખનના પ્રદેશમાં **ચન્દ્રશંકર**નું આ એક જ સાહસ છે. કથાઓ સાદી પણ રસથી વાંચી શકાય એવી છે, પણ તે પછીથી **ચન્દ્રશંકર**નું ચિત્ત તથા કલમ ફરીથી તે તરફ વળ્યાં નહિ.

બીજું પણ એવું જ ન્હાનકડું ને એથી ય ઓછું વંચાયલું પુસ્તક "પંડિત ગુરુદત્ત વિદ્યાર્થીના લેખો અને ત્હેમનું સંક્ષિપ્ત જીવનચરિત્ર" (પૂર્વાર્ધ) હતું. "આર્યપ્રકાશ" પત્રની ૧૧મા વર્ષની ભેટ તરીકે પરધુભાઇએ સન ૧૯૧૭માં પ્રકટ કરેલું હતું. સ્વામી દયાનન્દની અજમેરની મરણપથારીમાં એમની છેલ્લી સેવા કરનાર તથા એ ભવ્ય મૃત્યુના દૃશ્યથી તદ્દન જીવનપલટો તથા પ્રેરણા પામનાર આ પંજાબી આર્યસમાજી નેતાએ ટૂંકી ઉમરમાં જબ્બર કાર્ય કરી બતાવ્યું હતું. ગુજરાતમાં એ જાણીતું કરવાનો શુભ આશય ભાગ્યે સફળ થયો હશે, પરંતું ચન્દ્રશંકરને અનુવાદની તાલીમ મળી અને એક તેજસ્વી યુવાન કાર્યકર્તાના જીવનને વિગતથી નિહાળવાનો લાભ મળ્યો.

આથી વધુ મહત્ત્વનાં પુસ્તકો લખવાની તકો સંસ્થાઓ તેમજ વ્યકિતઓ તરફથી ચન્દ્રશંકરને સારી પેઠે મળી હતી, પણ એકાદ બેના થોડા ખંડોથી વધુ તે તૈયાર કરી શકયા જ નહિ, અને તે લખાવવા ઇચ્છનારાઓને તેમ જ બીજા અનેક જાણકાર મિત્રોને એ વિષયનો કાયમનો અસંતોષ રહી ગયો.

પણ ચન્દ્રશંકરના ગદ્યલેખનનું લાક્ષણિક સામર્થ્ય તથા એમની કલમની ખરી પ્રસાદી એમણે પ્રસંગે પ્રસંગે, ને ખાસ કરીને ૧૯૨૩ લગીમાં, લખેલા અનેક લઘુ લેખોમાં જ પ્રકટ થાય છે. આ લેખોમાંના ઘણા ખરા "સમાલોચક"માં પ્રકટ થઇ ચૂકયા છે: તે ઉપરાંત બીજાં અનેક પત્રોમાં તેમ કદિ કદિ હસ્તપત્રિકાઓ રૂપે પણ પ્રકટ થયા છે.

એમના વકતૃત્વનો પડઘો આ લેખોમાં ઘડીએ ઘડીએ પડે છે. કોઇ સમર્થ વકતાના મુખમાંથી નીકળતી વાણી હોય તેમ જોસવાળાં સડસડાટ પ્રવાહવાળાં સુશ્લિષ્ટ રચનાવાળાં વાકયો- Periods થી તે લેખો સ્થળે સ્થળે અંકિત થયા છે. ગુજરાતી ગદ્યલેખકોમાં

મણિલાલ નભુભાઈના ગદ્ય તરફ એમનો ખાસ પક્ષપાત હતો; કેટલેક અંશે એના આદર્શ ઉપર એમની શૈલી બંધાઇ હતી. તેમ ગોવર્ધનરામની સાથેના નિકટ સહવાસથી, એમના પ્રતિની ભક્તિથી તથા કેટલીક વિચારોની તથા મનની સમાનતાઓને લીધે, ચન્દ્રશંકરની શૈલીમાં અને દૃષ્ટિમાં ગોવર્ધનરામની છાપ પણ સારી પેઠે દેખાય છે. વિદ્યાર્થીવયમાં તર્ક ન્યાય તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરેલો, ત્હેની અસર પણ એમની શૈલી, રચના, વિચારસરણી તથા વિચારના પ્રકટ થતા આકારની ઉપર સ્પષ્ટ છે. ગૌરવ, તેજ, પ્રભાવ, પ્રૌઢતા, પરિપક્વતા તથા જુસ્સો એ એમની વક્તૃતાની પેઠે એમના ગદ્યલેખનનાં પણ લક્ષણો છે.

વક્તૃતાની તથા ઉપર કહેલ અંશોની ઉપરાંત બીજી કોઇ કળાની કોમળ પરિપૂર્ણતા કે આનન્દશંકરભાઇના જેવી મધુર સંસ્કારિતાની છાપ એમાં મળતી નથી. ન્હાનાલાલ કવિના ગદ્યની માર્મિકતા તથા વિશાળ વાચનને ચપટીમાં ચિત્રકારની-ફોટોગ્રાફરની કળાની તાદૃશતાથી રજુ કરવાની શકિત પણ નથી. ગોવર્ધનરામની તલસ્પર્શિતા, ઊંડી ઊંડી તત્ત્વજ્ઞતા તથા વ્યાપકતાના એ સહૃદય પૂજારી હતા, પરંતુ તે એમના લેખોમાં બહુ અલ્પ છે: પણ એ બીજા કેટલા લેખકોમાં છે? તે છતાં આગળ જણાવેલાં લક્ષણો ઉપરાંત એમની સચોટતા, તથા મઠારીને સૂત્રાત્મક સર્વગ્રાહી વાકયોમાં સ્પષ્ટતાથી તથા ભાર દઇને મુદ્દા રજુ કરવાની એમની શકિત અસાધારણ લાક્ષણિક હતી. ગુજરાતના ગદ્યમાં ચન્દ્રશંકરના ગદ્ય લેખોનું સ્થાન સ્વતંત્ર તથા ઉંચું રહેશે. ગુજરાતી ગદ્યની ઉપરના એમના પ્રભુત્વનાં ઘણાં બીજો એમાં મોજૂદ છે. વધુ પરિપક્વતાને ચન્દ્રશંકર પામી શકયા હોત તો તે ગુજરાતના એક ચેતનવંત ગૌરવશાલી ગદ્યકાર તરીકે હજી ય મ્હોટું નામ મેળવી શકયા હોત.

૭

ચન્દ્રશંકરની લેખનપ્રવૃત્તિ બત્રીસેક વર્ષ ચાલુ રહી: બી. એ. પાસ થઇ શરૂ કરેલી તે લગભગ એમના અવસાન લગી રહી. આ

બત્રીસ વર્ષમાં પુષ્કળ વાર્તાલાપ, ઘણું પત્રલેખન, પુષ્કળ તથા થકવી નાંખે એવું સાર્વજનિક કે અર્ધ-સાર્વજનિક સંયોજનનું કાર્ય, ઠેર ઠેર આપેલાં ભાષણો તથા કેટલા ય ન્હાના મ્હોટા ગદ્ય લેખો-આ સર્વની ઉપરાંત તથા આ બધાની વચ્ચોવચ્ચ તેઓ લગભગ સવા બસો કાવ્યો પણ રચી શક્યા એ હકીકત એમની શકિતનું તથા કૃતિનું માપ કરતી વખતે યાદ રાખવા જેવી છે. ચન્દ્રશંકરની કાવ્યરચના એ પ્રમાણમાં ગૌણ પ્રવૃત્તિ જ હતી. મહાકવિ થવાના કોડ એમને કદિ થયા હોય એમ જાણ્યું નથી: વાસ્તવિક રીતે અભિલાષાઓનાં ત્હેમનાં સ્વપ્ન દેશના એક મહાન નેતા કે કોંગ્રેસના પ્રેસિડેન્ટ કે સુરેન્દ્રનાથ બેનરજી જેવા લોકોત્તર વક્તા થવાની તરફનાં હતાં. તેમ છતાં એમનાં કાવ્યોમાં સાચા કવિના ઘણા ગુણો છે અને તે સ્વીકારાયા છે. કેટલાંક હૃદયંગમ લક્ષણોથી એમનાં કાવ્યો પ્રકટ થતાની સાથે જ ઘણા વાચકોને પ્રિય થઇ ગયાં હતાં. કવિના દરબારમાં કવિ તરીકે બેઠક મેળવવાના જરા પણ લોભ વિના "Be True to Thyself" એ સૂત્ર પ્રમાણે, આત્મ-નિવેદનમાં પૂર્ણ શ્રદ્ધા રાખનાર ચન્દ્રશંકર એમના હૃદયમાં જે આવ્યું તે બેધડક રજુ કરી દેતા. "ભલે ગણજો મ્હેને ભૂંડો" (પૃ. ૧૦૭)માં તે કહે છે કે

> "ખરી હું વાત કહેનારો, ન રહેનારો, ન રહેનારો."

તે જ પ્રમાણે

> "જો દિલ મ્હારૂં સાફ છે – જખ મારતા તો નિન્દકો." (પૃ. ૨૨૮)

એમનાં બધાં કાવ્યો ટુંકાં છે, કેટલાંક તો એટલાં ટુંકાં કે અમે વારંવાર ત્હેની મશ્કરી કરતાં. એક ભાવ કે એક પ્રસંગથી વધુ એક કાવ્યમાં મુકવાનું જાણે એમને ગમ્યું જ નહિ. પણ તેથી જ તે એક ભાવ ઉપર વધુ લક્ષ ખેંચાય છે. મનુષ્યજીવનના ન્હાના પ્રસંગો કે માનવહૃદયના ઝીણા ઝીણા ભાવો પણ આ રીતિએ એમણે બહુ સ્પષ્ટતાથી, વારંવાર બહુ કુંળાશથી, અને સાધારણ રીતે આકર્ષક રૂપમાં રજુ કર્યા છે. ખાસ કરીને કેટલાક સ્ત્રી હૃદયના સ્નેહના ભાવો

તો એવી આબાદ રીતે પ્રકટ કર્યા છે કે સ્ત્રીઓ તેમ જ પુરુષો સર્વના દિલમાં તે કાવ્યો ઉતરી જતાં. એમાંની ઘણી પંક્તિઓમાં એવી રમણીયતા છે કે વાચક કે શ્રોતાના હૃદયમાં તે ગુંજતી રહે જ.

પદ્યરચનાને જીવનમાં ગૌણ સ્થાન આપ્યું એમ કહેવાનો એવો અર્થ નથી કે તે ઉપર એમનું લક્ષ કે તે માટેની એમની સંભાળ ઉતરતાં હતાં. કાવ્યરચનાને વખતે એમની એકાગ્રતા ખૂબ હતી: કેટલાં ય કાવ્યો તો શારીરિક બેચેની, માથાનો દુખાવો, રાતમાં અનિદ્રા વગેરેમાં કે વગેરે પછી લખાયાં હતાં: કેમ જાણે આ સર્વ ચિત્તની, એકાગ્રતાનાં સાધક હોયને. સ્હાંજે કે રાત્રે આવી પીડા કે બેચેનીની ફરિયાદ હોય ને સ્હવારે અમારા હાથમાં એમના મ્હોટા સુરેખ સરસ અક્ષરે લખેલ કાવ્ય આવી પડે. એટલે એમની આવી શારીરિક ફરિયાદોને અમે વારંવાર "કાવ્ય-પ્રસૂતિની પીડા" કહી હસતા-ને તે પણ અમારી સાથે હસતા. પોતાને હાથે એક એક કાવ્યની પુષ્કળ નકલો કરવાનો એમને ભારે શોખ હતો; પાછળથી તે લખવાને બદલે કાર્ડ ઉપર કે હસ્તપત્રની ઉપર છપાવતા થયા હતા, પણ આ નકલો તે સ્નેહીઓમાં ખૂબ વહેંચતા; તેમ **દી**વાળી-**ન**વું **વ**ર્ષ વગેરેને સુ-અવસરે જાણે કે એની લ્હાણી જ થતી. વળી તે પોતાના મંડળમાં જે કોઈ ગાઇ શકે એવું હોય ત્હેની પાસે વારંવાર ગવરાવતા. આમ **વ**સન્તબ્હેને, મ્હેં, **શિ**વલાલભાઇ વગેરેએ-અને છેલ્લાં વર્ષોમાં ખાસ, **સુ**ધાબ્હેને એમનાં કાવ્યો પુષ્કળ વાર ગાયેલાં: તે વખત એમની મુખમુદ્રાની ઉપર આતુરતાની તથા પ્રસન્નતાની લાક્ષણિક છાપ છપાઇ રહેતી.

એમનો પહેલો જ પ્રકટ થયેલ લેખ, "**સ**માલોચક"ના ૧૯૦૬ના પહેલા જ અંકનો, ગદ્યનો હોવા છતાં ચાર લીટીના એક લલિત પદ્યથી શરૂ થાય છે. "**સ**માલોચક"માં **ચ**ન્દ્રશંકરે જે નવાં અંગો દાખલ કર્યાં હતાં તેમાંનું પહેલું અંગ "**સુ**મનસંચય"ના શીર્ષકવાળી

એક લેખમાળાનું હતું. અમારા ગુરુ, જૂનાગઢના સંસ્કૃતના પ્રોફેસર અને એક ખરી પ્રતિભાશાળી વ્યક્તિ એવા મહાદેવ મલ્હાર જોશી[1]ના અદ્ભુત શિક્ષણની પ્રેરણાનું એક રીતે આ ફળ હતું. એ લેખમાળામાં દર અંકમાં ત્રણ ચાર અસાધારણ ઉચ્ચતાવાળા સંસ્કૃત શ્લોકો આપી ત્હેના અર્થનું ચમત્કારનું તથા આપણા જીવનને તે કેવી રીતે સ્પર્શ કરે છે તે સર્વનું સરસ વિવરણ આવતું હતું. સંસ્કૃત સુભાષિતોનો આ પ્રસાર ચન્દ્રશંકરની રસિકતા પ્રકટ કરતો હતો અને વાચકોની રસિકતાને ઉંચા પ્રકારનું પોષણ આપતો હતો. આ "સુમન-સંચય"ના પ્રસ્તાવરૂપે ચન્દ્રશંકરે પોતે જ તોટકમાં ચાર લીટીઓનો એક મનોહર (ગુજરાતી) શ્લોક લખી નાંખ્યો:

"બહુ સુદ્રુમથી સુમનો જ ખર્યાં,
રમણીય, સુવર્ણ, સુગન્ધભર્યાં;
કંઇ આંહિ વીણ્યાં – કંઈ ત્યાં જ ગ્રહ્યાં,
કરી સંચય આપ સમક્ષ ધર્યાં." (પૃ. ૪)

અને આવો જ બીજો એક શ્લોક સન ૧૯૦૭માં, બીજા વર્ષના એક અંકમાં મૂકયો (પૃ. ૧૦).

પણ પછીથી કાવ્યરચના વેગવતી, સ્વતંત્ર તથા વિવિધ વિષયોને સ્પર્શ કરતી થઇ. આ સંગ્રહમાંથી ત્હેનો આખો વિકાસ સ્પષ્ટ રીતે જોઇ શકાશે. પછીથી "સમાલોચક" ઉપરાંત બીજાં પત્રોમાં પણ તે મોકલવા લાગ્યા તેમ જ બીજાં પત્રોના તરફથી માગણીઓ પણ વધવા લાગી. આમ સન ૧૯૧૪ના આરંભ લગીમાં - આઠેક વર્ષમાં - લગભગ સીત્તેરેક કાવ્યો તે પ્રકટ કરી ચૂકયા. બીજાં પત્રોમાં મુખ્ય "સુન્દરી-સુબોધ," "વસન્ત," "ગુજરાતી"ના દીવાળી-અંકો,

---

૧. સરવન્ટસ ઑફ ઈન્ડિઆ સોસાયટીવાળા એન. એમ. જોશી તથા મરાઠી સાહિત્યમાં તેમ જ નવલકથાના પ્રદેશમાં વિસ્મયકારક પ્રસાદી આપનાર વામન મલ્હાર જોશી એ બન્નેના મ્હોટાભાઇ.

"પ્રજાબન્ધુ"નો કોરોનેશન અંક," "સાંજ - વર્તમાન"ના પટેટી અંકો - વગેરે હતા. આ પોણોસો કાવ્યોમાંનાં આશરે પચીસેક સ્નેહ-કાવ્યો જુદાં તારવીને "સ્નેહાંકુર" નામની એક ન્હાની પુસ્તિકામાં એમણે સન ૧૯૧૪માં પ્રકટ કર્યાં. કહેવાની જરૂર નથી કે સ્નેહીઓ તથા અન્ય વાચકોએ આ કાવ્યોને ઉમળકાથી વધાવી લીધાં. આ સંગ્રહના "આદિવચન"માં ચન્દ્રશંકરે એક નવું કાવ્ય પ્રકટ કર્યું. તેમાં એમણે પોતાનું દિલ ખોલીને, નમ્રતાથી પણ અનુપમ લાક્ષણિક સરળતાથી, સચોટ રીતે પોતાની આખી કાવ્યલેખનની પ્રવૃત્તિનો મર્મ કહી દીધો. આજે પણ એના ઉપર સુધારો થઇ શકે એવું કશું ચન્દ્રશંકરનાં કાવ્યને માટે આપણે ભાગ્યે લખી શકીએ. આ હૃદયનિવેદનની ક્રિયામાં કવિ અને સ્નેહી એકાકાર થઇ જાય છે અને ચન્દ્રશંકરના જીવનની એક મુખ્ય બાજુનો આપણને એમના જ શબ્દોમાં સાક્ષાત્કાર થાય છે (મુખપૃષ્ઠ તથા પૃ. ૪૩).

આ આરંભનાં પોણોસો જેટલાં કાવ્યોમાં કેટલાંક તો એમનાં સારામાં સારાં કાવ્યો છે, સ્નેહ ઉપરાંત દેશભક્તિનાં પણ છે અને તેમાં ધીરે ધીરે પરિપક્વતા, વિશાળતા તથા હૃદયંગમતાના પ્રવેશ પણ દેખાય છે. એમની કાવ્યરચનાના બે મધ્યાહ્ન કરી શકાય એમ છે; પહેલો ને ખરેખરો સન ૧૯૧૧થી ૧૯૨૨ લગીનો, અને બીજો સન ૧૯૨૯થી ૧૯૩૩ લગીનો: આ સમય દરમ્યાન લખાયલાં કાવ્યો સંખ્યામાં તેમ જ ભૂમિકામાં બીજાના કરતાં વધુ ચઢીઆતાં છે.

"સ્નેહાંકુર"ની પછી કેટલેક વર્ષે એક ન્હાનો સંગ્રહ "કાવ્યકુસુમાંજલિ" કરીને થોડાંક કાવ્યોનો ખાનગી વહેંચણીને માટે ચન્દ્રશંકરે તૈયાર કર્યો હતો. પણ સમસ્ત સંગ્રહ તો તે ન જ કરી શકયા; તેવો સંગ્રહ આ પહેલો જ છે. આ સંગ્રહમાં ચન્દ્રશંકરનાં કાવ્યો જેટલાં એમના હાથની નકલોમાંથી અને અન્ય સ્થળેથી મળી શકયાં તે સર્વ રજુ થાય છે. કેટલાંક હજી પણ મળી શકયાં નથી,

જો કે એમનાં શીર્ષક કે પ્રથમ પંક્તિ કે કદિ પ્રકાશન-સ્થાનની કે કાળની નોંધ મળી આવેલ છે. પણ તે આખાં મેળવવાના સર્વ પ્રયાસો હજી લગી નિષ્ફળ રહ્યા છે.

આમાંનાં પાંચેક સન ૧૯૩૦-૩૧ માં લખાયલાં તથા "એ ઘડી મોજ"માં પ્રકટ થયાં હોય એમ લાગે છે. તેઓનાં શીર્ષક નીચે પ્રમાણે જણાય છે:

"કનૈયા કવિશ્રીને કર જોડ."
"ખાલી જતી અલી છીંક ઓ."
"ગાંધીજી શાબાશ."
"સુલેમાન સંભારણાં."
"ખાદીગીત: જહીં ખાદી તહીં આબાદી."

આ ઉપરાંત બીજું એક

"ગાંધીજી દીર્ઘાયુષી હો."

તથા બે અંગ્રેજી પણ જણાય છે, તેઓનો પણ પત્તો મળ્યો નથી:-

એક "India the World - Teacher."

પ્રથમપંક્તિ

"We shall offer the world the nectar-drink of India's Past."

અને બીજુ "At the Feet of Gandhiji."

જેની પહેલી લીટી

"Let us bow down our heads at the feet of Gandhiji."

૮

આ સવા બસેં કાવ્યોને વિષયની દૃષ્ટિએ ત્રણ મુખ્ય ભાગોમાં વહેંચીને નિહાળી શકીએ. એકમાં સ્નેહ, બીજામાં દેશભક્તિ, અને ત્રીજામાં સૃષ્ટિસૌન્દર્ય, પ્રસંગ યા તો સ્થળનું વર્ણન, જીવન, પ્રભુ, બોધ ઇત્યાદિ પ્રકીર્ણ વિષયો, આવી જાય છે. આ સૌમાં મ્હોટી સંખ્યાનાં, આશરે ત્રીજા ભાગની સંખ્યાનાં, કાવ્યો સ્નેહવિષયક છે. ચન્દ્રશંકરના જીવનનો તથા કવનનો સ્નેહ એ પ્રધાન સૂર છે. સ્નેહના

ઝીણા કે મ્હોટા કુંળા કુંળા ભિન્નભિન્ન ભાવો, સ્નેહપ્રસંગોના અનુભવો, કેટલાંક સ્વજનોનાં સ્મરણો તથા સ્નેહાદર્શની સુભગ દૃષ્ટિથી કેટલીક વ્યક્તિના ચિતાર-એ સર્વ એ સ્નેહકાવ્યોમાં પ્રકટ થાય છે. તેમાંનાં કેટલાંક તો કયારનાં જાણીતાં તથા પ્રતિષ્ઠિત થઇ ચૂકયાં છે: ખાસ કરીને

"ચાહ્યું કદી નહિ કોઈને જીવ્યું વૃથા તો તો ગયું." (પૃ. ૧૩)

"ચાહીશ હું, ચાહીશ હું, ચાહીશ હું તો સર્વદા." (પૃ. ૨૬)

"આવો આવો વ્હાલાં! સાથે ઊડીએ" એ "વ્હાલાંને આમંત્રણ" (પૃ. ૫૮)

ઓછાં જાણીતાં છતાં પ્રકટ થયાં ત્યારે બહુ સત્કાર પામેલાં એવાં પણ બીજાં અનેક હૃદયસ્પર્શી કાવ્યો છે: ઉદાહરણ તરીકે, "મીઠી મુંઝવણ" (પૃ. ૨૫), "જ્યાં સ્નેહ ત્યાં સર્વસ્વ છે" (પૃ. ૫૦), "નમ્ર સ્નેહસેવા" (પૃ. ૫૩), "સ્નેહતપ" (પૃ. ૫૬), અને "એક પ્રસંગ" (પૃ. ૬૩); એ ઉપરાંત "જો સ્નેહીને મન ના વસ્યું" (પૃ. ૮૬), "કયાં હો! કૂંળો કરસ્પર્શ એ જે સ્નેહશાન્તિસુધા સ્રવે?" (પૃ. ૧૧૨), "દિલની આગ કહીં બુઝવવી?" (પૃ. ૧૨૧), "દિલના ભાવ કળ્યા ના જાય" (પૃ. ૧૪૫), "ચમકી અને ચાલી ગઇ" (પૃ. ૧૬૪), "જો દિલ છે ભાવે ભર્યું તો આંસુનું શું પૂછવું?" (પૃ. ૧૮૬), વગેરે બીજાંઓ વાચકના હૃદયને સ્પર્શ કરી સમભાવને જાગૃત કર્યા વિના રહેશે નહિ.

"ન્હાનકડી નણંદ" (પૃ. ૧૧), "સહચારિણી" (પૃ. ૨૧), "મ્હારો વ્હાલો બાબુ" (પૃ. ૧૬૯) અને "એ સ્નાન કરતી સુન્દરી" (પૃ. ૨૩૩) એ ચાર કાવ્યોમાં સામાન્યનું વ્હાલઘેલું દર્શન છે, સામાન્યનો ભાવનાના રંગથી રંગાયલો મનોહર તથા ચમત્કારિક ચિતાર છે, અને તેઓનાં ભાષા, ભાવ તથા આલેખન મોહક ને ઉલ્લાસભર્યાં છે. ગુજરાતી કવિતાને તે નિ:સંશય સમૃદ્ધ કરે છે.

આ ચિત્રસામગ્રીમાં અન્ય સ્થળે કરુણતાનો પાસ પણ આવી પડે છે: દાખલા તરીકે જ્યારે ચન્દ્રશંકર પોતાનાં સદ્ગત સ્વજનોને અંજલિ આપે છે ત્યારે. આવાં સ્નેહ-શોકનાં કાવ્યોમાં કેટલીક વાર કોઇ પણ દિલને ભીનું કરે એવી કોમળતા આવી જાય છે. "અકાળે ચૂંટાયેલી કળી" (પૃ. ૭) એ આવી જાતનું સૌથી પહેલું લખાયલું કાવ્ય છે. વસન્તબ્હેનની બિમારીમાં તથા યાદગીરીમાં લખાયલાં કાવ્યોમાં તો જાણે ચન્દ્રશંકરના હૃદયની સઘળી કુંળાશ તથા સ્નેહાળતાનો સાક્ષાત્કાર થાય છે: "હા! આખરે ચાલી ગઈ." (પૃ. ૯૩), "દ્વિતીય સંવત્સરી" (પૃ. ૧૦૫) અને "વિદેહને" (પૃ. ૧૭૦) એ ત્રણે વસન્તબ્હેનની પાછળ લખાયલાં કાવ્યોને ગુજરાતનાં સુન્દર સ્નેહશોકભીનાં સ્મરણ-કાવ્યોમાં બેધડક મૂકી શકાશે. "ભાઈ વિભાકરને" (પૃ. ૨૦૮) એ કાવ્ય પણ અનુપમ કુંળાં સ્મરણોથી અંકિત છે.

દેશભક્તિ વિષેનાં તથા દેશભક્તોને અંજલિનાં આશરે ચાળીસેક કાવ્યો છે, તેમાં ગુજરાત, ગુજરાતી ભાષા, ગુજરાતી સાહિત્ય તથા કેટલાક ગુજરાતી સાક્ષરો, લેખકો, આગેવાનો વગેરેના સંબન્ધમાં લખેલાં કાવ્યો ઉમેરીએ તો આ સર્વ પણ લગભગ ત્રીજા ભાગના જેટલાં થઇ જાય. આ ભક્તિની પૂજામાં નડિઆદથી માંડીને આખો ભારતદેશ, વિચક્ષણ પ્રસાદીવાળા પણ બહુ ન્હાની ઉમરે જનાર પૃથુ શુક્લથી માંડીને આપણા સાહિત્યના શિરોમણિ જેવા નર્મદ, ગોવર્ધનરામ, ન્હાનાલાલ અને ખબરદાર, સ્ત્રીસંઘને પ્રાણ દેનાર જમનાબ્હેન, અને દેશસમરતમાં પ્રાણ મુકનાર તથા સારા માનવસંસારમાં વિશુદ્ધિનાં રશ્મિ પ્રસારનાર ગાંધીજી સુધીનો સમાવેશ થઇ જાય છે.

હિન્દ સંબન્ધનાં ચન્દ્રશંકરનાં કાવ્યો વાંચતી વેળા તે જે વખતે લખાયાં તે સમયની પશ્ચાદ્ભૂમિ ધ્યાનમાં રાખવી જોઇશે. આપણા દેશમાં આજ કેવળ રાજકીય અવસ્થાનું જ નહિ પણ વિચારોનું પણ એટલું સજડ પરિવર્તન થયું છે કે આજ આપણા અગ્રણીઓ સંપૂર્ણ

સ્વતંત્રતાનો વિચાર તો શું પણ માગણી પણ કરી ચૂક્યા છે, અને આજે તે વિષય હિન્દમાં તેમ જ હિન્દની બહાર પણ ખૂબ ચર્ચાય છે. આ જોનારાં માનસને આપણા સંગઠનનાં છેક આરંભનાં પગલાં કદાચિત્ ક્ષુદ્ર પણ લાગે તથા રાષ્ટ્રચેતનના પહેલા પોકારો દમવગરના ય લાગે. જો તેઓ ઇતિહાસ તપાસતાં તથા સમજતાં શીખ્યા નહિ હોય તો તેઓ કદિ પણ સમજી શકશે નહિ કે સન ૧૯૦૫માં નેશનલ કોંગ્રેસને પ્રમુખસ્થાનેથી ગોખલેએ જ્યારે 'સંસ્થાનિક સ્વરાજ્ય' (જે તે સમયે આજના કરતું બહુ જ વધુ મર્યાદિત ને બહુ થોડું સ્વતંત્ર હતું તે) માગ્યું ત્યારે એ એક અસાધારણ મ્હોટી હીંમતની માગણી કેમ ગણાઇ:જ્યારે તે પછી દાદાભાઇ નવરોજજીએ - કાંઇ પણ વિગતમાં ઉતર્યા વિના - "સ્વરાજ્ય," તે જ પ્રમુખપદેથી માગ્યું, ત્યારે આખા દેશમાં ઝણઝણાટી કેમ વ્યાપી ગઇ. કેટલાકને એ મહદ્ આશ્ચર્ય કેમ થયું કે તેઓમાંથી કોઇને પણ સરકારે કેદ શામાટે ન કર્યા.

ચન્દ્રશંકરના રાજકીય વિચારોમાં તથા ભાવનામાં પણ અનિવાર્ય પલટાઓ આવ્યા હતા. ગોવર્ધનરામ તથા મનઃસુખરામના પરિચયથી, તેમ જ કુદરતી બંધારણથી, રાજવિચારમાં રાનડે, ફિરોજશાહ અને ગોખલે એ એમના માર્ગદર્શક હતા. લાલ-બાળ-પાલ[1]ની ત્રિપુટિની સ્વદેશસેવાને માટે તથા તેઓએ વેઠેલાં દુઃખોને માટે બહુમાન હોવા છતાં, તિલકની પદ્ધતિની તરફ તે રજ પણ આકર્ષાયા ન હતા. ગાંધીજીને ઓળખતાં એમને જરા વાર પણ લાગી.[2] પણ મિસિસ એની બેસન્ટની પ્રબળ તથા ઓજસ્વી વકતૃતા

---

૧. લાલા લજપતરાય, બાળગંગાધર તિલક અને બિપિનચન્દ્ર પાલ.

૨. ગોખલેના અકાળ અવસાન સમયે (૧૯૧૬) એમની જગ્યા લેનાર કોઈ નથી એમ એક પત્રમાં ચન્દ્રશંકરે અફસોસ પ્રકટ કરેલો. ત્હેનો મ્હેં એમને જવાબ દીધો હતો (તે મ્હને ખૂબ સાંભરે છે) કે ગોખલેની પછી હવે આપણા દેશમાં નવો આગેવાન મોહનદાસ ગાંધી થશે એમ મ્હારી ખાતરી છે. મ્હેં એ પણ ૨૫૦૮

તરફ તે વિદ્યાર્થીવયથી વળેલા હતા; ને જ્યારે એમણે હોમરૂલની ગર્જના કરી તથા ચળવળ આરંભી ત્યારે ચન્દ્રશંકરે તનમનધનથી, પૂરેપૂરા હૃદયથી એમાં ઝંપલાવ્યું. પછીથી જલિઅનવાળા બાગ વગેરેના ઐતિહાસિક બનાવો વખતે, તે મ્હારી પાસે આગ્રે હતા તથા માંદા હતા, તો પણ ગાંધીજીની તરફ એમનું દિલ ઝૂક્યું. પછીની ચળવળોમાં ક્રિયાત્મક ભાગ લેવાને અશક્ત હોવાથી, માત્ર કાવ્યો લખી એમને સંતોષ પામવો પડયો.

દેશસેવાના ભાવની તથા કર્મની આજ એવી ઉત્કટતા છે કે આજે ચન્દ્રશંકરનાં દેશભકિતમાં કાવ્યો કેટલાંકને મોળાં તથા ધ્યેયમાં "વાસી" લાગે. ખૂદ ગાંધીજીને માટે ગુજરાતીમાં તથા હિન્દી-ઉર્દુમાં એટલાં બધાં સારાં ને ચમત્કારિક કાવ્યો લખાઇ ચૂકયાં છે-અને હજી પણ લખાશે-કે તેમાંનાં સારામાં સારાં તથા સૌથી વધુ લોકપ્રિય થયેલાં-એકાદ બેનાં રેકૉર્ડ સરકારે જપ્ત પણ કર્યાં છે-તેવાંનો મુકાબલો ચન્દ્રશંકરના ગાંધીગીતો ન કરી શકે. પરંતુ એમાં ચન્દ્રશંકરની કવિતાના જાણીતા ગુણો ઉપરાંત ગાંધીજીની સાચી સમજ તથા ગાંધીજી તરફની ઊંડી ભકિત ખૂબ ઝળકી રહે છે.

એવું જ દેશભકિતનાં તથા હિન્દ વિષેનાં અન્ય કાવ્યો વિષે કહી શકાય. ગુજરાતી સાહિત્યના આ બહુ કીમતી વિભાગ તરફ બહુ ધ્યાન સાક્ષરોએ નથી આપ્યું. દેશભકિતનાં સઘળાં કાવ્યો તથા ગીતોનો ગુજરાતી સંગ્રહ થયો નથી, તેમ નથી કરી કોઇએ આ સાહિત્યની

કર્યું હતું કે તે બરોબર ગોખલેની જગ્યામાં ગોઠવાઇ જશે નહિ, તે ધારાસભાઓ ગજવશે તો નહિ જ. પણ દેશના તથા પ્રજાના ખરા આગેવાન એ જ થશે. આ કહેવું ચન્દ્રશંકરને ગળે જરા જેટલું પણ ઉતર્યું ન હતું. પણ પછીનાં વર્ષોમાં, ગાંધીજી વિષેની મ્હારી ગણત્રી ખૂબ સાચી નિવડી એ વાત એમણે બે ત્રણ વાર કબુલેલી. આવું જ ટાગોરના સંબન્ધમાં પણ બનેલું, પણ એ વળી જુદી વાત થઇ ગઇ.

સમગ્ર દષ્ટિએ સમાલોચના. ન્હાના ન્હાના, સારા નરસા સંગ્રહો જ માત્ર પ્રસંગોપાત્ત થયા છે. તે સંગ્રહોમાં ય સર્વ પ્રકારનાં ગીતો તથા કાવ્યોની સેળભેળ જ રહેલી છે. **ચન્દ્રશંકર** રાષ્ટ્રગીત લખતા થયા ત્યારે ભાગ્યે દશપંદર દેશભક્તિનાં કાવ્યો કે ગીતો એવાં હતાં જે પહેલા દરજ્જામાં મૂકી શકાય. તેઓના લેખકોમાં મુખ્ય હતા કવિ **નર્મદ**, **ન્હાનાલાલ**, **ખબરદાર**, **લલિત**, **વસન્તવિનોદી** અને માત્ર એકએક જ સરસ પ્રસાદી અર્પી જનારા બે **પટેલો-જીવાભાઇ અમીચંદ**[1] અને **મગનભાઇ ચતુરભાઇ**. **મહારાણીશંકર શર્મા** તે વખતે જ રચતા થયા હતા, ને પોતે ઉંચા પ્રકારના ગાનારા હોવાથી તથા બુલન્દ સ્વરથી ખુદ પોતે પોતાનાં સ્વદેશભક્તિનાં ગીતો ગાતા હતા તેથી તે પણ મશહૂર થઇ ગયા હતા: તેઓ બેશક દિલને હલમલાવી નાખતા. હાલના પ્રખ્યાત **મારતર મનહર બર્વેના** પિતા, સંગીતશાસ્ત્રી **ગણપતરાવ બર્વેએ** એકવાર **નડિઆદમાં** એક ખાનગી મેળાવડાને આવાં (પોતાનાં રચેલાં નહિ એવાં) ઉત્તમ રાષ્ટ્રગીતો ગાઇને કલાકો લગી જાણે મોહપાશમાં નાખી દીધો હતો. એમણે ગાયેલ એક ગીતના રણકાર તો મ્હને હજી વાગે છે, ને તે કદિ ભૂલાશે નહિ; એ હતું

> "જય જય હિન્દ - બાલ આપણ હો !
> કયમ રગ રગ રક્ત ન કૂદી વહે,
> કયમ યોગ્ય ખુમારી ન શિર ચઢે.
> —બસ ! હિન્દબાલ આપણ હો ?........"

પણ આમાં તો સંગીતની તથા ગાનારના વ્યક્તિત્વની પણ પ્રબળ અસર હતી.

**ચન્દ્રશંકરનાં**, તથા બીજાં ગુજરાતી, દેશભક્તિનાં કાવ્યોમાં એવાં થોડાંક જ મળી આવશે જેઓની વડે "રગ રગ રક્ત કૂદી વહે" અને ખૂબ "ખૂમારી શિર ચઢે." તો પણ **ચન્દ્રશંકરનાં** આ ગીતોમાં

---

૧. "માડીની ઝુંપડી." ૨. "એક દિન એવો આવશે."

દેશાભિમાનનો આવેશ, હિન્દની સંસ્કૃતિનું ઊંડું અભિમાન, ઉજ્જવલ ભાવીમાં શ્રદ્ધા, પ્રેરણા, ડહાપણ, વિચાર, તથા સચોટપણું છે. અને તે વાંચનારને તરત પ્રત્યક્ષ થશે. "હમારા રાષ્ટ્રીય ચેતનનો અનિવાર્ય પ્રવાહ" (પૃ. ૧૭), "મ્હારા માતજાયાને" (પૃ. ૧૯), "આગળ વધો, આગળ વધો" (પૃ. ૩૬), "મુજ દેશબન્ધુને" (પૃ. ૪૫), "અર્વાચીન યુગે ધર્મ સમાયો દેશભક્તિમાં" (પૃ. ૪૭), "ભારત અમારો દેશ છે" (પૃ. ૯૨), "અમે મુક્તિમાર્ગગામી" (પૃ. ૧૬૨), "અમે તો ભારત-નવજુવાન" (પૃ. ૧૮૩), બહુ ભાવભરી વાણીનું "તું હિન્દુ હો, હો મુસલમીન તું," (પૃ. ૧૯૭), ખાસ ગુજરાતનાં "સ્વર્ણજે ગુર્જર દેશ" (પૃ. ૨૧૦) "જય જય હો ગુજરાતીતણી" (પૃ. ૨૩૪) અને "હકભેર લેશે હોમરૂલ હિન્દ હવે તો" (પૃ. ૨૩૯)—એ સૌ ઘણા સારા નમૂના છે: ઉંચા પ્રકારનાં રાષ્ટ્ર-કાવ્યોના સંગ્રહમાં સારૂં સ્થાન મેળવવાને લાયક છે.

ત્રીજા ભાગનાં બાકીનાં પ્રકીર્ણ કાવ્યોમાં પ્રભુને તથા જીવનને ઉદ્દેશીને તથા બોધનાં લખાયલાં કાવ્યો ઉત્તમ પ્રતિનાં છે. એની શૈલી પણ સચોટ, શિષ્ટ ને માર્મિક છે: કેમ જાણે એ લખાયાં તે પૂર્વે ચન્દ્રશંકરનો આત્મા ખૂબ ખળભળી ઊઠયો હોયને. ભાઇ વિષ્ણુપ્રસાદે ચન્દ્રશંકરનું એક મ્હોટું લક્ષણ સુન્દરતાથી આલેખ્યું છે: "કહેવું તે સંક્ષેપમાં ને બરોબર મઠારીને-આ વૃત્તિને પરિણામે ચન્દ્રશંકરની કવિતામાં કેટલીક પંક્તિઓ આકર્ષક સૂત્ર વાકયો જેવી થઇ છે. મિતાક્ષરી રહસ્યમય વચનોના જડતરે ચન્દ્રશંકરનાં કેટલાંક કાવ્યોને વિશેષ સુભગ અને સ્થાયી બનાવ્યાં છે." આ લક્ષણનાં ઉત્કૃષ્ટ ઉદાહરણો આ વિભાગનાં આ પ્રકારનાં કાવ્યોમાં, તેમ જ સ્નેહ-કાવ્યોમાં, ઠેર ઠેર મળી આવે છે.

ખરી વાત એ છે કે આનાં દૃષ્ટાન્તો ચન્દ્રશંકરના ગદ્યમાં તેમ જ એમના ભાષણોમાં પણ સૌનું ધ્યાન ખેંચતાં. આ એમની સમગ્ર

શૈલીનું જ એક લક્ષણ છે-અથવા તો એ એમના આખા માનસનું તથા મનોવ્યાપારનુ જ એક હમેશનું અંગ છે. એમની બુદ્ધિ સમગ્ર દર્શન કરવા મથતી, અને પોતાના દર્શનને સાર રૂપે, થોડામાં થોડા શબ્દોમાં, પણ સચોટ રીતે તે સમગ્ર દર્શનને જ કહેવાને એમની વાણી મથતી. આ શકિતને તે બહુ મહત્ત્વની ગણતા, અને એવી શકિત અસાધારણ અંશમાં પ્રકટ કરનારા કોઈ પણ ભાષાના લેખકો વકતાઓ ને ગુરુઓ તરફ એમને બહુ જ માન થતું. આવી વ્યાપ્તિ રચવાની તથા વાણીમાં ઉતારવાની શકિત તથા કળા એમણે પોતે અસાધારણ અંશમાં કેળવી હતી. "આઠ અનુષ્ટુપ"માં (પૃ. ૪૭) તેમ જ બીજા અનેક બે કે ચાર પંકિતનાં કાવ્યોમાં આ ગુણ પ્રકટ કરતે કરતે એક જાણીતા સુભાષિતને ગુજરાતીમાં ઉતારી તે પોતાની જ એક પ્રિય વાત કહી દે છે કે "અર્ધા શ્લોકમાં કહું છું, લખાતું કોટિ લેખમાં."

કેટલીક વાર તો પ્રેમનો કે જાણે જીવનનો સાર નિચોવી તે સારની સર્વસુલભ લ્હાણી કરતા હોય એમ જ એ લખે છે:

> "પરમ ધર્મ જ પ્રેમ છે એ તત્વ જો ના અનુભવ્યું,
> જન્મ્યું જીવ્યું કે ભોગવ્યું - સર્વ ખરે! ધૂળમાં ગયું." (પૃ. ૧૪.)

અથવા તો જાણે કોઈ સૂત્રકાર નવું દર્શન રચતો હોય તેમ,

> "દેખીતા સર્વ ભેદોમાં છુપાઈ દિવ્ય એકતા.
> ભલે હો બ્હારથી જુદા – અન્તરે એક તો હજો." (પૃ. ૪૭.)

તેમ જ

> "જૂનામાં જે નવું જોતા, નવામાં જૂનું જે જુએ.
> આત્મદર્શી ખરા તે છે - બીજાઓ દેહદર્શી છે." (પૃ. ૧૭૨.)

કેમ જાણે ગુજરાતી ભગવદ્ગીતા જ લખી ન હોય, એવી એમની આ અનુષ્ટુપ્-સમૃદ્ધિ છે. તે જ પ્રમાણે માનવનો ઉત્સાહ વધારનારાં સત્પ્રેરણા આપનારાં પણ ઘણાં વચનો છે:

"અવકાશ છે, અવકાશ છે, શુભને સદા અવકાશ છે." (પૃ. ૪૮.)

"બનતું દીધું સુખ અન્યને તો જીવ્યું ના ત્હારૂં વૃથા." (પૃ. ૨૦.)

પટ્ટણી સાહેબના "દીલાવરી" વિષેના મસ્ત સવૈયાના સમર્થનમાં લખે છે કે

"જીવો તો જીવજો એવું – બાકી તો ઠીક ઠીક છે:
દેવદીધેલ દેવામાં – ક્હોને, શાની બ્હીક છે?
દેજો, દેજો સદા દેજો – દીધાં જાઓ ફરી ફરી." (પૃ. ૧૮૫.)

પણ મ્હને તો એમની સૌથી વધારે પ્રાસાદિક અવિસ્મરણીય અમર પંકિત આમાં મળી છે:

"દિન દોહ્યલા આ દુઃખના ચાલી જશે – ચાલી જશે,

. . . . .

રજની જશે - દિન આવશે, શું હું કહું તુજને વધુ?
બ્હેની! ન હિમ્મત હારતી, રજની નથી જીવન બધુ."

આ આશ્વાસનની ખરી જરૂર એમને પોતાને પણ પડી: આપણને સૌને ય કદિ કદિ પડવાની જ, જો પડી ચૂકી ન હોય તો.

માનવીઓનો મ્હોટો સમુદાય યંત્રની માફક જીવનનો ઢસેડો કરે છે અથવા જીવનના વિલાસ ભોગવ્યાં કરે છે. આદત પ્રમાણે તે સુખ:દુખ વેઠી લે છે. "એ તો એમ જ હોય" એમ કરી વિચાર કરવાની તકલીફ તેઓ લેતાં નથી. તેઓની વિચારશકિત કાં તો હોતી જ નથી, કે કાં તો બહેર મારી ગઇ હોય છે. સંસારને અનુકૂળ થઇ તે એમ જ જીવે છે ને એમ જ મરે છે. પણ બીજા કેટલાકને જીવનની ઘટના સમજવાનું મન થાય છે, અને ન સમજાયાથી ચેન પડતું નથી. ઇશ્વરમાં શ્રદ્ધા હોય તો ઇશ્વરને જ પોતાની મુંઝવણનું પૂછવાનું કરે છે. "પણ આ આમ કેમ?"–એ સનાતન આકારમાં સનાતન કાળથી જિજ્ઞાસુ પણ મુંઝવાયલું માનવી પૂછપૂછ કરે છે. ધર્મની દુનિયામાં, નિયમના રાજ્યમાં અનેક બનાવો પ્રસંગો તથા હકીકતો એવાં અત્યન્ત અસંગત ને વિરુદ્ધ બન્યાં જ જાય છે કે ભલભલા પણ ત્હેનું સમાધાન કરી શકતા નથી. ચન્દ્રશંકરનું હ્રદય

પણ આ જ રીતે પ્રભુને કેટલા ય સવાલ પૂછી વળ્યું છેઃ ઇશ્વર જાણે, કોઈ સવાલનો પણ જવાબ એમને મળ્યો હતો કે કેમ. પરંતુ પૂછનારને પૂછયાનો સંતોષ તો જરૂર મળે છે, અને આપણા જેવાઓને ય એ સંતોષ મળે છે કે આવું આવું ભગવાનને પૂછવામાં જો કાંઇ નાદાનપણું કે બેવકૂફી હોય તો, તેવા આપણે એકલા જ છીએ એમ નથી. મ્હને લાગે છે કે કેટલાક સવાલો તો ઇશ્વરને ય ભારે પડયા હશે-પણ એ તો એમ પણ હોય કે પરીક્ષા આપનાર વિદ્યાર્થી એમ માની લે કે પોતાને ન આવડયો તે સવાલ પરીક્ષકને પણ ન જ આવડે.

આવા પ્રશ્નોની લગભગ પહેલી પરંપરા

"હા! નષ્ટ જો કરવી જ તો શીદ સૃષ્ટિ તું રચતો, પ્રભુ?" (પૃ. ૧૬)માં એમણે રજુ કરી છે. "બસ મ્હારી મરજી" એવો તો જવાબ નહિ જ મળે ને? તેમ જ બીજી પ્રશ્નાવલિ, એવી જ વિકટ

"સંપૂર્ણતાનો સિન્ધુ તું, કાં સૃષ્ટિ તો દોષે ભરી?
સંપૂર્ણ થાતાં આવડે, શીખવાનું શું કરતાં હજી?" (પૃ. ૧૩૦.)

અથવા ઘણી વાર કરુણતામિશ્ર

"રે! દુઃખ દેખી અન્યનાં જો દાઝવા દિલ આ દીધું,
કાં દૂર કરવા દુઃખ તો સામર્થ્ય ના દીધું, પ્રભુ?" (પૃ. ૫૭.)

અથવા તો બધો તોડ કાઢવાને માટે ઠપકારૂપી આહ્વાન—

"પ્રત્યક્ષ થાને તું, પ્રભુ, પ્રચ્છન્ન કેમ ત્યાં કરે?
શાને દીધું સ્વાતંત્ર્ય, જો ધાર્યું જ તુજ કરવું હતું!" (પૃ. ૨૧૩.)

પણ "પ્રભુ" તો પ્રચ્છન્ન જ રહે છે, કદાચિત્ નિરુત્તર પણ રહે છે. ચન્દ્રશંકરને ઉત્તર મળ્યા કે નહિ ત્હેની નોંધ ચર્ચા કે એવું કાંઇ હોત તો આપણે વળી કાવ્યના રમણીય ક્ષેત્રમાંથી બહાર નીકળી આવી ફિલ્સુફીના અગાધ ઊંડાણમાં ગોથાં ખાતા હોત.

પણ આ સવાલો કેવળ તર્કબુદ્ધિના ન્હોતાઃ જીવનના દર્શન તથા અનુભવથી હૃદયમાં વ્યાપેલા એ સાચા ગૂંચવાડા હતા. આપણે

સમજી શકીશું કે આથી વધુ અંગત ને વધુ મર્મભેદક બીજા ઘણા સવાલો ઉત્તરજીવનની વ્યથામાં એમણે મનમાં ને મનમાં જ પૂછ્યા હશે, અને એમની મુંઝવણ આથી ય બહુ વધુ ઊંડી, પારવગરની તથા જીવનના અન્ત લગી વ્યાપેલી હોવી જોઇએ, જોશી સાહેબ કહેતા (કદાચિત સૉક્રેટીસનું વાક્ય કહેતા હશે) કે "દુનિયામાં બે જ જણ સુખી છે-કુક્કર અથવા ખરો ત્યાગી." "स वै मुक्तोऽथवा पशुः" આપણે બેમાંથી એકે ય નથી એ જ શું આપણા દુઃખનું ખરૂં કારણ હશે?

પણ વખતોવખત ચન્દ્રશંકરના હૃદય ઉપર બીજી ઊર્મિઓ ફરી વળે છેઃ બધું ભૂલી, બધું છોડી, થાકી હાર ખાઇ પ્રભુને સમર્પણ કરવાની વૃત્તિ વારંવાર જાગે છેઃ એ સ્થિર સ્થાયી રહે તો માનવી સંસાર તરી જ જાય. એમનાં પ્રભુ સંબન્ધી કાવ્યોમાં રૂઢ રૂપની પરિચિત પ્રાર્થના કે સુન્દર શબ્દોનાં મહિમ્નસ્તોત્રો નથી, પણ હૃદયથી નીકળેલી નમ્રતા, મનને બળ દેવાના પ્રયાસો, કદિક બળને માટે કરુણ વિનવણી, અને છેવટે શરણ જતે સમર્પણ દેખાય છે.

હાજી મહમદે, રવિશંકર રાવળને હાથે ચિત્રિત કરાવી, "વીસમી સદી"માં પ્રકટ કરેલ "માગું મનોબલ"માં, મહાભારતની એક શિષ્ટ ઉકિતનું રૂપાન્તર કરીને ચન્દ્રશંકર માગે છે કે

"ધર્મ હું જાણું - અધર્મ હું જાણું - જાણું હું પુણ્ય ને પાપ જ રે,
ધર્મ ન થાયે - અધર્મ ન જાયે: માંરે મનોબલ આપ જ રે,
માગું મનોબલ પ્રભુ! તુજ પાસે વારંવાર પુકારીરે" (પૃ. ૮૫.)

સમર્પણના પહેલા ઉભરામાં કહે છે કે

"પ્રભુના સાધન, બન્ધુ! આપણ: પ્રભુ કરાવે કરવું જી.
પ્રભુથી પ્રેરિત, પ્રભુથી રક્ષિત: પછી કોનાથી ડરવું જી." (પૃ. ૯૯.)

પણ આ ભાવને ય ઘૂંટી ઘૂંટીને અત્યન્ત સમર્થ તેમ જ હૃદયભેદક રીતે, શિષ્ટ વૈરાગ્યપદોની ભાષામાં છતાં પોતાના જ જીવનને સ્પર્શ કરતી કુદરતી સરલતાથી આગળ કહે છે

"પ્રભુ જે પળ જેમ ગળાવે તે તેમ ગાળવી રે.
કદી હર્ષફુવારા ફૂટે, કદી શોકવૃષ્ટિ ના ખૂટે,
પ્રભુકૃપા એ સમજી સર્વે સમતાથી સ્વીકારવી રે,'
શ્રદ્ધા ધારવી રે — પ્રભુ૦
કદી સ્નેહીઓ સર્વ ભરાયે, કદી સૂનું ઘર ખાવા ધાયે;
સ્નેહસંગતિ – સ્નેહીશૂન્યતા : પ્રભુલીલા સૌ માણવી રે,
કલા એ જાણવી રે ... પ્રભુ૦
કદી પૂર્ણ આરોગ્યે મ્હાલો, કદી રોગપથારી ઢાળો;
ક્ષણ ક્ષણ ફરતાં દશાચક્ર, પણ મનોદશા સ્થિર રાખવી રે,
ધીરજ ધારવી રે — પ્રભુ૦ (પૃ. ૧૪૮)

તેથી જ મનને છેલ્લો ઉપદેશ એ છે કે

"ક્ષણ દે ચાલુ વીતાવી. દિલ હો! ક્ષણ દે ચાલુ વીતાવી.
'કાલ થશે શું?' ચિન્તા નકામી, થાશે હશે જે થાવી,
નવ જાણે કો ભાવી — દિલ હો.
કર જે કરાયે ચાલુ ક્ષણમાં, એ જ જીવનની ચાવી — દિલ હો"
(પૃ. ૧૪૯)

અને

"ભજન વિના નવ ગાવું, પ્રભુનાં ભજન વિના નવ ગાવું."
(પૃ. ૧૭૬)

આ ઉદ્ગારોમાંથી ઘણા વાચકોને બળ શાન્તિ તથા ઉલ્લાસ મળશે, એમ ખાતરી રાખી શકાય.

## ૯

મ્હને એ વાતનું પૂરેપૂરું ભાન છે કે આ સંગ્રહ પ્રકટ કરવાનું કામ ખુદ ચન્દ્રશંકરને જ હાથે અથવા એમની હાજરીમાં જ થવું જોઇતું હતું. પણ મ્હારા ઘણા પ્રયત્ન છતાં તેમ ન જ થયું: એટલે એના સંપાદનનું કાર્ય એમના કોઇ પણ મિત્રને કે અન્યને જ કરવાનું રહ્યું. તે કરતી વેલાએ એ વિચાર પણ બેશક હાજર હતો કે આ સંગ્રહનું પ્રકાશન એ ગુજરાતી કાવ્ય-સાહિત્ય તરફના પણ

એક ધર્મનું પાલન છે. તેમ મ્હારી એ પણ ખાતરી છે કે કવિતાના ગુજરાતી વાચકોને તથા શોખીનોને આ સંગ્રહમાં એવું મળશે જ જે એમના કવિતાના શોખને સંતોષ આપવા ઉપરાંત ઉલ્લાસ આનન્દ શાન્તિ તથા પ્રેરણા પણ આપશે. ખાસ કરીને જે વાંચનારાઓ ગુજરાતની નવી કવિતાના નવનવા વેશથી મુંઝાયા હશે, તથા ત્હેની અવનવી રચનાઓ વગેરેને સ્વચ્છન્દ સ્વૈરવિહાર માની વ્યાકુળ થયા હશે, તેવાઓને આ આજનાં જ કાવ્યોની સરળ સચોટતામાં તથા આડંબરવગરની સંસ્કારિતામાં માનવભાવનું માર્મિક આલેખન મળશે, પોતાના જ દિલની બે ચાર વાતો જાણે સ્હામી આવતી મળશે અને કવિતાવાચનનું જે મુખ્ય ફલ આનન્દ તે પ્રાપ્ત થશે.

આ સંપાદનકાર્યમાં ઘણાઓની ઘણા પ્રકારની પણ ખરા દિલની પુષ્કળ મદદ મળી છે. આ સંગ્રહનું આરંભિક ઘણું કામ ચન્દ્રશંકરના કાકાના દીકરા ચારુભાઈ (ગજેન્દ્રશંકર જટાશંકર પંડ્યા)એ કર્યું છે; એમની આ મહેનત ને કાળજી વિના આ કામમાં મ્હને, આગ્રે રહ્યે રહ્યે, કોણ જાણે કેટલો ય સમય જાત. બહુ જ ચારુ સરળતાથી એમણે પોતે કરેલ બધો સંગ્રહ, ચન્દ્રશંકરના હાથની મૂળ નકલો, વગેરે સૌ મ્હને સોંપ્યાં. એમાંથી કેટલાંક કાવ્યોની પ્રેસને માટે નકલ કરવાનું તથા આ સંગ્રહ વિષયક ઉત્સાહભરી અનેક વાતચીતો-ચર્ચાઓ-સૂચનાઓ વગેરે કરવાનું હોંશભર્યું કામ મ્હારા ન્હાનાભાઇ ઉપેન્દ્રે પહેલેથી તે છેક આજ લગી કર્યા કર્યું છે. વળી એક જુદા જ પ્રકારનું પણ અતિ મહત્ત્વનું કામ મ્હારા તથા ચન્દ્રશંકરના જૂના મિત્ર ભાઈ વિષ્ણુપ્રસાદે કર્યું છે; પોતે જ કવિ, તેમ કાવ્ય તથા સાહિત્યના પુરાણા અભ્યાસી તથા અનુભવી અધ્યાપક-એવા આ વિદ્વાન ભાઇએ "કવિતામાં ચન્દ્રશંકર" એમ કરીને એક ઊંડું ગુણદર્શન, તટસ્થતા તથા મમતાનો સુન્દર સફળ યોગ સાધીને, બહુ રસથી તથા નિપુણતાથી કર્યું છે. આ સંગ્રહ જોનાર દરેક જણ તે લેખ મ્હારી પેઠે જ બહુ રસથી

વાંચશે. તે લેખને માટે તથા જે તત્પરતાથી ને સહૃદયતાથી મ્હારી માગણી એમણે સ્વીકારી તે માટે હું ત્હેમનો આનન્દપૂર્વક આભાર માનું છું. આજના દિવસમાં "when time itself is out of joint", કાગળો મેળવવામાં તથા મુંબાઇમાં જ સારી રીતે છપાવી પ્રકટ કરવામાં પાર વગરની હરકતો નડી છે. તેને તેમ જ મુદ્રણ-પ્રકાશન વગેરેનાં બધાં કામને, હસતે હસતે જ, પોતાને માથે ઉપાડી લઇને મ્હારો ભાર તદન હળવો કરનાર, પરમસુખભાઇની રસિક સહાયતા મ્હને સંપૂર્ણ રીતે મળી છે. આ ઉપરાંત ચન્દ્રશંકરના ઘણા સ્નેહીઓ-મિત્રો-સંબન્ધીઓએ આ સંપાદનની યોજનાને અન્તઃકરણથી વધાવી લઇ મ્હરો ઉત્સાહ ખૂબ વધાર્યો છે. આ સૌની હૂંફ તથા મદદ ચન્દ્રશંકરનું આ પહેલું શ્રાદ્ધ કરવામાં પૂરેપૂરાં ભાગીદાર છે. પરમાત્મા એ સૌનું કલ્યાણ કરો.

વિજયાદશમી
વિક્રમ સંવત્ ૧૯૯૮ — **કાન્તિલાલ છગનલાલ પંડ્યા**
આગ્રા.

# કવિતામાં ચન્દ્રશંકર

૧

સંગીતકારની જેમ મોહક વાર્તાલાપી અને કુશળ વક્તાની કમનસીબી હોય છે કે જનસાધારણની સ્મૃતિમાં તે લાંબો સમય ટકતો નથી. તેના પ્રત્યક્ષ પરિચયમાં તેની અસર જાદુગરની હોય પણ લોકના એવા મોહને ઊડી જતાં વાર નથી લાગતી. સ્વ. ચન્દ્રશંકરની કંઈક આવી કમનસીબી છે, પણ એવી સ્થિતિમાંથી એ સાચા, સહૃદય અને નિખાલસ સેવકને બચાવવા એ ગુણજ્ઞ ગુજરાતનો ધર્મ છે. સેવા એક જ વિષયમાં હોય, એક જ વૃત્તિની હોય કે અમુક જ માત્રાની હોય એ પામર ગ્રહ છોડી ચન્દ્રશંકર જેવા નિખાલસ સ્નેહી, સાચા સેવક અને સારા સાહિત્યકારનું પૂરું મૂલ્ય થવું જોઈએ.

એક તો હોમરૂલ ચળવળમાં તેમનો ફાળો કેટલો, કેવો તે તપાસી, ગયા યુદ્ધ દરમિયાન ગુજરાતમાં રાજકીય જાગૃતિ આણવામાં તેમને શી સફળતા મળી તેનો અભ્યાસી વિચારકે કયાસ કરવો જોઈએ. બીજું–અને ચન્દ્રશંકર સંબન્ધી સૌથી મહત્ત્વનું કામ–એ કે તેમના ગદ્યલેખોનો સંગ્રહ ડૉ. કાન્તિલાલ પંડ્યા જેવાને હાથે સંપાદિત કરાવી કોઈ સાધનસંપન્ન સંસ્થાએ પ્રસિદ્ધ કરવો જોઈએ. ચન્દ્રશંકરની શૈલી સંમાર્જન, સૌષ્ઠવ અને ગૌરવ માટે નમૂનેદાર છે; તેમના ગદ્યમાં ગોવર્ધનરામની અભિલાષાઓને કંઈક મૂર્ત કરવાનો અનેકદેશીય પ્રયત્ન અવલોકાય છે; ઇ.સ. ૧૯૦૭થી દસકા દોઢદસકાનું ગુજરાતનું સંસ્કારજીવન તેની મર્યાદાસમેત તેમાં સમજાય છે.

ત્રીજું કર્તવ્ય–ચન્દ્રશંકરનાં કાવ્યોનો સંગ્રહ કરી પ્રસિદ્ધ કરવાનું–ડૉ. કાન્તિલાલ પંડયાએ મિત્રભાવે બજાવ્યું છે. એ કાવ્યોને કલાકૃતિઓ તરીકે આંકવાનો પ્રશ્ન બાજુએ રાખી એટલું તો સર્વ સ્વીકારશે કે તેના વાચનમાં ચન્દ્રશંકરના આત્માનો નિકટનો પરિચય

સધાય છે. ચન્દ્રશંકર આપણી વચ્ચે નથી, પણ આ કાવ્યો વાંચતાં તેમના સ્વભાવનો લાક્ષણિક રંગ જોવાય છે, તેમના અવાજનો વૈયક્તિક રણકાર સંભળાય છે. આ કાવ્યોમાં એ ભાવનાવિહારી મનુષ્યની આશા, અભિલાષા અને વેદનાની મનોદશાઓ, તેમનો પ્રકૃતિપ્રેમ, મહાપ્રસંગે ઉલ્લાસ, મહાપુરુષ પ્રત્યે આદર તથા સદ્ભાવ, અને મૈત્રીમાંથી જન્મતી બોધ આપવાની વૃત્તિ પ્રત્યક્ષ થાય છે. જેને તેમનો પરિચય જ નહોતો તેમને તો નહિ, પણ પરિચયમાં આવેલને આ કાવ્યમાં ઊંડી દેશભક્તિ દાખવતા વક્તા ચન્દ્રશંકરની, તો આમાં સહેજ ચીપીને પણ ખૂબ મીઠાશથી સ્વજન સાથે બોલતા ચન્દ્રશંકરની, તો આમાં પ્રેમના કે દમના દર્દી ચન્દ્રશંકરની ઝાંખી થાય છે. એ મિત્રની જીવનકથા ઉપર પ્રકાશ નાખનાર શગ તરીકે આ કાવ્યસંગ્રહનું મૂલ્ય ઘણું છે. કોઈ પણ કાવ્યસંગ્રહ તેના કર્તા માટે આટલું કરે તો છેક ઓછું તો ના ગણાય, પણ બધાં કાવ્યો જોયા પછી જીવનકથાની ઉપયોગિતા ઉપરાંત વિશિષ્ટ કાવ્યત્વ પણ તેમાં આજે જોઈ શકાય છે, જેનો પહેલાં મને ખ્યાલ નહોતો. વળી તેમનું સાહિત્યસમર્પણ અવલોકવા માટે સમયદષ્ટિ પણ હવે પૂરતી નિર્મળ થઈ ગયેલ છે.

૨

ચન્દ્રશંકરની કાવ્યસંપત્તિનાં થોડાંક લક્ષણો તરત જણાઈ આવે છે. કાવ્યો બધાં જ ટૂંકાં છે; કેટલાંક અતિશય ટૂંકાં છે, ઊર્મિકાવ્ય ટૂંકાં હોય પણ ઊર્મિ જાગ્રત થાય તેટલું તો તેનું દળ જોઈએ. ચન્દ્રશંકરનાં ઘણાં કાવ્યોમાં અતિટૂંકાણથી ભાવજાગૃતિમાં આકાંક્ષા, અધૂરાપણું રહે છે, દૃશ્ય કે પ્રસંગ પૂરો ઉપસ્થિત થાય તે પહેલાં જરાક વિચાર આપી કવિ કાવ્ય સમેટી લે છે. ઝાંસીથી આગ્રા જતાં દેખાતો સૂકો ભૂમિપ્રદેશ એક કાવ્યનું આલંબન બને છે:

સૂકો શો ભૂમિપ્રદેશ વિશાલ !
ઘેરી ક્ષિતિજગિરિમાલા !
ટૂંકાં વૃક્ષો તાપબળેલાં છૂટાં એકલવાય,
શ્યામ શિલાઓ છૂટી છૂટી અર્ધસૂતી દેખાય.

ચિત્ર સરસ થશે એમ લાગે છે, પણ ચિત્રની આટલી અલ્પ રેખાથી તુષ્ટતુષ્ટ થઈ, પ્રભુએ આવાં વેરાન શીદ કર્યાં હશે એમ પ્રશ્ન કરવા પર કવિ ચઢી જાય છે. બીજા એક કાવ્ય "એક પ્રસંગ"માં કવિને બાળકી સોંપી માતા ગરબો રમવા જાય છે, ત્યાં પ્રસંગનું આલેખન સંપૂર્ણ છે, ત્યારે તેનું રહસ્ય સ્ફુટ નથી થતું. એ ચિત્રમાંનો ટોળ–"ઉભરાય હૈયું હેતથી પણ મા થતાં નવ આવડે"–કાવ્યનું રહસ્ય ગણી શકીએ, તો રહસ્યસ્ફોટન સચોટ જણાતું નથી. એ પંક્તિ પછી એક કડી પાછી ફરેલી પ્રિયતમા સાથેનાં વિનોદવચનોમાં જાય છે, અને બીજી તો આ પ્રસંગચિત્રની પ્રશસ્તિ છે!

ભાવવ્યક્તિ કે પ્રસંગચિત્રણમાં રેખાની કે દળની અલ્પતા ઉપરાંત કાવ્યોના બાહ્ય આકારોમાં વૈવિધ્યની અતિશય ન્યૂનતા પણ ધ્યાન ખેંચે છે, મિત્રોએ ચન્દ્રશંકરનું એ તરફ ધ્યાન ખેંચેલું, પણ કવિએ હરિગીત, 'મરાઠી સાખી,' 'ગઝલ' અને પદ સિવાય ભાગ્યે એકાદ રૂપ અજમાવ્યું. આ મર્યાદાનું બીજું પણ ખોટું પરિણામ આવ્યું: માત્રામેળ રચનામાં ગદ્યોચિત અર્થ બેહૂદો લાગે છે, સ્વર્ગસ્થ પિતાજીની "ત્રીજી મરણતિથિ" નિમિત્તે કવિ મરાઠી સાખીમાં ગાય છે:

મોટા મનથી ને કૌશલથી મોટું કુલ નિભાવ્યું,
વ્યાપારમહીં ને જ્ઞાતિકાર્યમાં સમજુપણું બતાવ્યું;
સંસ્કાર સહુ જાગે, ત્રીજી મરણતિથિ આજે.

ગદ્યની નજીક જઈ શકે એવી પદ્યરચનામાં જ આ ઘટી શકે. ભાવનો લલકાર હોય, હકીકતનો નહીં.

ચન્દ્રશંકરની શૈલીના કેટલાક ગુણ–ઋજુતા અને સંમાર્જિતતા–શું પત્રમાં કે શું વ્યાખ્યાનમાં, સર્વત્ર એકસરખા દેખાય છે. સંમાર્જનનો સંમાર્જન તરીકે આગ્રહ ચન્દ્રશંકર જેટલો બીજા ગદ્યલેખકોએ ઓછો દાખવ્યો છે. કેળવીકેળવીને બોલવાલખવાનો આ શોખ સાધારણ અવસરે

ને સામાન્ય વિષયમાં કૃત્રિમ ને પોલો લાગે, સમગ્રતાએ આને ચન્દ્રશંકરની શૈલીનો મોટો ગુણ જ લેખવો જોઈએ. એ ગુણની આ કાવ્યસંગ્રહમાં પણ તરત ઓળખ થાય છે. આ રીતિસૌષ્ઠવમાં સરળતા અને ઋજુતા ભળવાથી ચન્દ્રશંકરની કવિતામાં એક પ્રકારની ચારુતા આવે છે, જે તે જમાનાની કવિતા જોતાં અભિનવ ને વિલક્ષણ ગણાવી જોઈએ. કાન્તિલાલ પંડયાને વિદાય આપતાં કવિ લખે છે.

વિશાલ વ્યોમે કરો વિહારો,–રખે પરંતુ અમને વિસારો,
અમે તમારા–તમે અમારા: સ્નેહબંધ નભાવજો રે,
ખબરો કહાવજો રે.

પણ કાવ્યોનો વિષય જ તુચ્છ હોય ત્યાં સંસ્કારી ભાષા કે સરળ રીતિ તેમને તારી શકતી નથી. તેવાં સાવ પ્રાસંગિક જોડકણાંમાં પંડિતયુગની એક વિકૃતિ, કે કવિના જીવનના છેલ્લા દસકામાં વધતી જતી તેમનાં રુચિતંત્ર અને પ્રમાણબુદ્ધિની નબળાઈ દેખાય છે.

કહેવું તે સંક્ષેપમાં ને બરાબર મઠારીને–આ વૃત્તિને પરિણામે ચન્દ્રશંકરની કવિતામાં કેટલીક પંક્તિઓ આકર્ષક સૂત્રવાક્યો જેવી થઈ છે:

શોધતા શીદ આશરો બળતાતણો બન્ધુ, તમે ?

*

જાતે જ જે આગે બળે બીજાની તે શું બૂઝવે ?

*

રોયા થકી કૈં ના વળે તેથી જ હું રોઉં વધુ,

*

આનન્દ એ પ્રભુરશ્મિ તો શું શોક પણ તેવો નથી ?

*

વિના સમભાવ સ્નેહીના વિસામો વિશ્વમાં ના છે.

*

રજની નથી જીવન બધું.

આવાં મિતાક્ષરી રહસ્યમય વચનોના જડતરે **ચન્દ્રશંકરનાં** કેટલાંક કાવ્યોને વિશેષ સુભગ અને સ્થાયી બનાવ્યાં છે **એ** નિઃશંક છે.

૩

**૧૯૦૭થી ૧૯૧૫નો**, ૧૯૧૬ થી **૧૯૨૨નો** અને ૧૯૨૩ થી ૧૯૩૭નો એમ ત્રણ ગાળામાં આ કાવ્યો લગભગ સરખી સંખ્યામાં વહેંચી શકાશે. છેલ્લા ગાળાનાં કાવ્યોમાં ઘણી માત્ર પ્રાસંગિક કૃતિઓ છે અને તેમાં કવિ તરીકે **ચન્દ્રશંકરની** શકિત ખાસ પ્રગટતી નથી. કવિ તરીકે તેમનો ઉત્તમ સમય વચગાળાનો સાત વર્ષનો (ઇ. ૧૯૧૬થી ૧૯૨૨) મને સમજાય છે. એમાં વરતાતી શક્તિ વધુવધુ વિકસી હોત તો આપણને કેવી અપૂર્વ કવિતા મળત એનો તર્ક કરવો નકામો છે. કર્તાએ દીધું એ વિવેકે માણવું અને તે દ્વારા તેના સૂક્ષ્મ જીવનમાં પ્રવેશ થાય તે કરવો એટલો જ આપણો ધર્મ હોઈ શકે.

પોતાની કાવ્યરીતિ વિશે સ્પષ્ટ એકરાર **ચન્દ્રશંકરે** કર્યો છે. ભાવની સચ્ચાઇ અને આલેખનની સાદાઈ એ બે ગુણો તેમણે પોતાની કવિતામાં જોયા છે, અને વિવેચક તે જોશે એની આશા રાખે છે. ૧૯૧૧ના એક કાવ્યમાં અતીવ નમ્રતાથી તે કહે છે:

રસ નથી–ના ભાવના–ના કલ્પના–છે ના કલા;
છે માત્ર, બન્ધુ! આ સહુ સાદા હૃદયના ઊભરા.

આમાં નમ્રતાના અંશ ગાળી કાઢી કહી શકાશે કે સંકુલ વિભાવના (conception) કરતાં ઘડીક આવી અલોપ થતા ભાવની આ કવિતા છે. એ રસલક્ષી કરતાં ભાવલક્ષી વિશેષ છે, અર્થાત્ રસનિષ્પત્તિ થવા જેટલા ભાવની ગાઢતા તેમાં અનુભવાતી નથી, અથવા વિષયીકૃત ભાવ સ્વભાવતઃ જ તરલ હોઈ રસની કક્ષાએ પહોંચતો નથી. પણ આ વાત બહુ મહત્ત્વની નહિ લાગે, કેમકે નવીન કવિતા હૃદયના ચંચલ ભાવોને વાણીમાં રૂપ આપવા મથે છે, અને કવિતાનું મુખ્ય પ્રયોજન હવે આ જ થતું આવ્યું છે.

કેટલાંક પ્રકૃતિકાવ્યોમાં ચન્દ્રશંકરે ભાવની છાપ સરસ લઈ લીધી છે. તેમનો કુદરતપ્રેમ કંઈક નરસિંહરાવ જેવો છે. પ્રકૃતિપૂજનથી, કુદરતના સૌન્દર્ય જોડે તાદાત્મ્યથી, અદ્ભુત રસ અનુભવાય છે અને રસના આસ્વાદથી આત્મવિકાસ સધાય છે.

પ્રકૃતિપ્રેક્ષણ, પ્રકૃતિપૂજન, મમ ઉરનો ઉલ્લાસ;
સૌન્દર્યસ્ફુરણ–રસવિધૂનન–અદ્ભુત આત્મવિકાસ.

*

કુદરતતણો છું બાલ છું, કુદરતતણે ખોળે રમું,
કુદરતતણા પીયૂષ શાં પયપાન પી પોષણ લઉં;[1]

"કોકિલે! રેલવ મીઠાં ગીત", "વાદળાં! વરસો કે વિખરાઓ" અને "વર્ષામાં" જેવાં કેટલાંક પ્રકૃતિકાવ્યો સુંદર છે. કાળપથી શરમાઈ તરુમાં સંતાઈ જતી કોયલની કલ્પના કે સાસરવાસે પીયરિયાં દેખી હરખાતી વધૂ જેવા ઉભરાતા સરોવરની કલ્પના ચિત્તાકર્ષક છે. આનંદ કે દુઃખના આવનાર પ્રસંગની કલ્પનાથી જીવને જે અદ્ધરપણું લાગે છે, મૂંઝવણ લાગે છે તેનો ધ્વનિ "વાદળાં! વરસો કે વિખરાઓ" ગીત પૂરી સુન્દરતાથી પ્રગટ કરે છે.

વરસો કે વિખરાઓ
વાદળાં!
વરસો કે વિખરાઓ.
ફોકટ શાને ઘેરાઓ?
વાદળાં!
વરસો કે વિખરાઓ.
કૂડાં પાડી કુબ્જામુખ સમ
શાને ચડેલાં જણાઓ? વાદળાં!
જલથી ભર્યાં જો, ભારે મરો કાં?
કાં મૂંઝવો ને મૂંઝાઓ? વાદળાં!

---

૧. 'હરિગીત પંચદશી' અર્પણ

'મોટું મન,' 'અદેખાઇ' અને 'વિધિએ ભણજો' જેવી દલપતશાઇ ગરબીઓ કેવળ બોધલક્ષી છે, તો બીજાં કેટલાંક બોધપ્રધાન કાવ્યોમાં ભાવ અને ચિન્તન ભળે છે. મોક્ષને પરમ પુરુષાર્થ ગણનાર બન્ધનમાં સડે, વસુધાને કુટુમ્બ ગણનાર જ્ઞાતિઓની ભૂલભુલામણીમાં ગૂંચાય, તેને સમુદાયજીવનનો કવિ ઉપદેશ આપે છે. (આગળ વધો૦) આગળ વધવા માટે મોટાં જ કામ હાથ ધરવાં જોઈએ એમ નથી: 'નાનપમોટપ ભાવે સમાઇ, ના નાને મોટે કામ;' અને મોટું કામ હાથ ધરતાં આશંકા પણ શાને જે, જો પ્રભુના સાધન બની તેની જ શકિતનો આપણામાં શ્રદ્ધાથી સંચાર થવા દઈએ? (પ્રભુ કરાવે કરવું જી). દાન, સત્તાપ્રભાવ, પ્રતિભા કે વકતૃત્વથી થયેલા કામ કરતાં પ્રભુપ્રેમે કરેલી નમ્ર સેવા અદકી છે. (નમ્ર સ્નેહસેવા) આવી સેવા માટે ભલે તે નાની કે નમ્ર હોય, કવિને મહેચ્છા છે, અને તેમાં સ્વમર્યાદાનું પૂરું ભાન ભળવાથી કવિ પાસે ઊંડો શોકોદ્ગાર કઢાવે છે:

> પણ અભિલાષ સમું સામર્થ્ય ન ઊડવા
> વ્યોમતણા કયમ થાય અનન્ત પ્રવાસ જો? (પંખીરાજને)

ચન્દ્રશંકરનાં જ્ઞાન અને અનુભવના તારતમ્યનાં બે પદો બોધપ્રધાન કાવ્યોમાં આગ્રહ અને સ્પષ્ટતા માટે આગળ પડે તેવાં છે.

> અનુભવકેરાં સાહસ મોટા–કૈંક પ્રયોગ ઝુકાવે,
> સૂક્ષ્મ સલામત ગણનાઓથી જ્ઞાન બધું ય બચાવે;
> અનુભવ સફરી વ્યાપારી–જ્ઞાનની સાવધ માલદલાલી.

*

> હોય ભલે સાગર તુફાની, તોય ઝુકાવે ખરા સુકાની,
> રાહ જુએ અનુકૂલ પવનોની એ નાવિકમાં રામ ના રે,
> ખાલી દમામના રે.

કોઈ પદમાં આ દમનો આજારી હાંફ શમતાં નવજીવનના સ્પન્દ અનુભવાતા વર્ણવે છે, જેનું યાથાતથ્ય એ વિચિત્ર દર્દના સહેજસાજ અનુભવીને પણ સમજાશે. એકબે કાવ્યમાં કવિનાં કે

વાચકનાં ફૂળાં કાળજડાંને ઉદ્બોધન છે. ભાવભૂખ્યું હૃદય લાગણીવશ બની પ્રેમવિષય તરફ વહેતું થાય તો વખતે કસોટી આકરી પણ થઈ જાય. પ્રેમવિષય છોડાય નહીં અને સંસારનાં બન્ધનો તેને પૂરું લીન થવા ના દે:

નવ લીન થાતું, નવ છુટાતું, દિલ લાચાર મુંઝાય,
હૃદય હો ! લાગણીઓ કાં લડાવે !

સાદા સાધુજન અને વ્યવહારરીઢા જગતનો વિરોધ સનાતન અને ઉગ્ર છે. એ વિરોધમાં સાધુજન સાધુતા ના છોડે તેમાં જ તેની મોટાઇ છે, ત્યારે તેનો વિનાશ પણ તેમાં સંભવે.

જગજનનીતિ, જગજનરૂઢિ ભિન્ન છે
ભિન્ન જ સાદી સાધુજનની રીત જો ?
પૃષ્ટ પ્રહારો જગની ઝેરી જીભના
કેમ કરીને સ્હેશો ઉર વિનીત જો !
કાળજડાં હો ! ક્હોને ફૂળાં કાં થયાં ?

તેવાને ઈશ્વર જ સાચવી શકે તેથી કવિ

તમ પર હોજો પ્રભુ રખવાળું આખંડ જો.

એમ પ્રાર્થે છે.

"સ્નેહ અને સેવા" એ ચન્દ્રશંકરનો પ્રેરક મન્ત્ર હતો. કુદરતના સૌન્દર્યનું પાન તેમની આકાંક્ષાઓમાંની એક, તો બોધ અને ચિન્તનનાં કાવ્યો તેમની સેવાભાવનાનાં કાંઇક અંશે પરિણામ ગણી શકાય. સ્નેહ અને દેશસેવા એમની નાનીમોટી સ્થૂળસૂક્ષ્મ પ્રવૃત્તિઓનાં પ્રયોજનક છે એમ કવિતામાં જ કવિ સ્પષ્ટ કરે છે.

મને દો દિલ ચાહનારું–ન બીજું કાંઈ હું માગું,
પ્રભુ ! એ દિલને માટે ખુશીથી સર્વ હું ત્યાગું.
મુજ પ્રિયતમ એ અભિલાષ
મુજ જીવનનો એ શ્વાસ
લેખ લખું કૈં, કાવ્ય રચું કૈં, ભાષણ આપું અનેક,
કાર્ય કરું કૈં જનહિતકારી–જાગે મારો દેશ.

ચન્દ્રશંકરે 'હોમરૂલ' ની ચળવળમાં પૂરી શક્તિથી ઝુકાવ્યું હતું, અને વક્તા તેમ જ આગેવાન તરીકે નામના પણ કમાયા હતા. એ પ્રવૃત્તિના મૂળમાં દેશદાઝ હતી, જે આ સંગ્રહનાં અનેક કાવ્યોમાં દેખાય છે. દેશસેવા, માતૃસેવાનો મન્ત્ર દરેક દેશીએ શીખવો જોઈએ; હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી વગેરેએ દેશભક્તિને પ્રથમ સ્થાન આપી મરજીવા થવું જોઈએ; (તું હિન્દુ હો, હો મુસ્લીમ તું); "બીજીજણ્યા" તમને સહાય કરવાના નથી;

બ્રિટિશ લોકમાં શ્રદ્ધા રાખી
હિન્દ બિચારું થઇ ગયું ખાખી;
(ગાંધીજીને ચરણે)

માટે સ્વરાજ્ય વિના આપણો ઉદ્ધાર નથી. એની માગણી કર્યા કરો; એની ચળવળ કરો; એ ચળવળનો વિરોધ અંગ્રેજ નહિ કરી શકે, કારણ કે જેમણે દેશસેવનના પાઠ શીખવ્યા તે રાષ્ટ્રીય ચેતનના પ્રવાહો ખાળી નહિ શકે. પૂર્ણ સ્વરાજ્યના, સામ્રાજ્યથી સ્વતંત્ર ભારતના ધ્યેયનું એક કાવ્ય ચન્દ્રશંકરે લખ્યું છે પણ દેશભક્તિનાં તેમનાં બાકીનાં કાવ્યોમાં સામ્રાજ્યની અંદર રહી, ભારત સ્વરાજ્ય ભોગવે એવી જ ભાવના છે. એ સ્વરાજ તે સાચું જોઈએ, ઢોળવાળું નહિ, કેમકે

સુનેરી કે ક પિંજરો સુહાય મુક્તિનામી;
ના મોહીએ પ્રલોભને–ગુલામી તે ગુલામી
(અમે મુક્તિમાર્ગગામી)

સાચી સ્વતંત્રતા માટે શાન્ત અહિંસક અસહકાર એ સાચું સાધન છે. આમ હોમરૂલની ચળવળનાં અને પછી ગાંધીજીના મહાન સર્વવ્યાપી આન્દોલનનાં અનુવર્તી સ્પન્દનો ચન્દ્રશંકરની કવિતામાં દેખાય છે. એ સ્પન્દનો વધારે બળથી વીસમી સદીના ત્રીજાચોથા દસકાની નવીન કવિતામાં પ્રગટ થયાં છે એ ખરું, પણ તેના પહેલા બે દસકામાં તો ઉદ્દામ રાજકારણના પડઘા પાડતી કવિતા લખનાર ચન્દ્રશંકર સિવાય એકબે જ કવિ હતા. હૃદયની નિષ્ઠા અને વાણીના ઓજસથી

ચન્દ્રશંકરનાં દેશભક્તિનાં કેટલાંક કાવ્યો—'અમે મુક્તિમાર્ગગામી,' 'અમે તો ભારત—નવજુવાન,' 'હકભેર લેશે 'હોમરૂલ' હિન્દ તો હવે'—સારી પેઠે દીપે છે, અને તેમાંનાં પહેલાં બે તો રાજકીય અવસાદના કોઇ પણ સમયના વાતાવરણમાં આશા અને ઉત્સાહ પૂરે તેવાં છે.

પ્રેમ એ ચન્દ્રશંકરનું બળ તેમ જ નિર્બળતા. પ્રેમ તેમની પરમ ભૂખ અને પરમ સંતોષ. કુટુમ્બરતિ, સ્ત્રીની પ્રીતિ અને મિત્રસ્નેહના ભાવો કેટલાંક કાવ્યોમાં તેમણે ગાયા છે અને સૂક્ષ્મ પ્રેમના સહજીવનની ઝાંખી પણ એકએમાં કરી છે. એ બધાં કાવ્યોમાં પાત્રલક્ષી આત્મલક્ષી એવો ભેદ કરી નહિ શકાય. ઘણાં કાવ્યો આત્મલક્ષી છે, લગભગ બધાંની ઘાટી આત્મલક્ષી કાવ્યની છે. ચન્દ્રશંકરના હ્રદયનું બંધારણ પણ જડ નિયમોમાં નહિ દબાય એવું અને વેદનશીલ; તેમના ચિત્તની શક્તિ તેમના પોતાના અનુભવોની ચિકિત્સા કર્યાં કરતી; પરંતુ કલ્પનાદ્વારા બીજાના ચિત્તમાં પ્રવેશી બીજાના ભાવને આલેખવા નહિવત્ પ્રયત્ન કરતી. તથાપિ સહેજ પણ સંદેહ હોય ત્યાં વાચકે કાવ્યને પાત્રલક્ષી ગણવું જ ઠીક છે; કાવ્યના ઉપભોગમાં કે આંકણીમાં તેથી ખાસ ફેર પડતો નથી અને ચન્દ્રશંકરને અન્યાય થવાનો સંભવ પણ બન્ધ થાય છે.

શાન્ત સન્ધ્યાએ માત્ર લજ્જાની સુરખીથી સ્નેહસ્વીકાર કરતી પ્રિયાનું, કંઠે વળગી કાનમાં કંઇ કંઈ બોલ લવતી નાનકડી નણંદનું, બધાં બેઠાં હોય ત્યાં વહાલાની સાનથી મૂંઝાતી મુગ્ધાનું, બાળુને જોઈજોઈ ઘેલીઘેલી થતી માતાનું ચિત્ર સુભગ છે. ચન્દ્રશંકરનાં પ્રથમ પત્ની વસન્તબાના મંદવાડના સમયની ચાકરીના એક પ્રસંગની કરુણતા આલેખનની સાદાઈથી સવિશેષ લાગે છે.

> વાગ્યા હશે બે રાત્રિના : નિઃશબ્દ, શાન્ત બધું હતું;
> જનથી ભરેલું વિશ્વ પણ હા ! શૂન્ય નિર્જન લાગતું,
> ભયભરી રજનીતણી એ શાન્તિ સહ્ય બનાવતો,
> બળતો હતો સમભાવથી ત્યાં સ્નેહતપસાક્ષી દીવો.

તેવી જ, વિધવાના વસ્ત્ર જેવી, સાદાઈ વસન્તવિરહની એક જ હાય "હા, આખરે ચાલી ગઈ"માં છે.

પણ પ્રણય એ આ કવિને હૃદયધર્મ સમજાય છે. ફારસી કવિઓની ઉત્કટતાથી અને નિખાલસતાથી એ ઇશ્કની વાતો કરે છે. 'હું ચાહું છું, હું ચાહું છું' એટલું નાયિકા પાસે કહેવરાવવા કવિનાયક અનુનય કરે છે અને એ કબૂલ થતાં તો વારી જાય છે, પણ માશૂક વીફરે ને પ્રેમનો ઇનકાર કરે તો આશક દબડાવે પણ ખરો:

ઉર તારું જો ના જાણતી મારું હતું ના ચોરવું,
સ્વીકાર ના કરવો હતો, મ્હાવા મને તો કાં દીધું?

કવિ જાણે કહે છે: પવિત્ર સ્નેહના ઉમળકા દબાવવાની કોઈ વાત કરશો નહીં; જ્ઞાનીઓ અને દુનિયાડાહ્યા ભલે ગમે તેમ કહે; હું તો સર્વથા ચાહીશ; નથી રહેવાતું માટે ચાહીશ. પ્રેમ મારું શરણ જ નહિ, મારા આત્મવિકાસનો માર્ગ છે. સ્નેહ જ સિદ્ધિઓમાં પરમ સિદ્ધિ છે, પુરુષાર્થમાં પરમ પુરુષાર્થ છે; સર્વ સામર્થ્ય, સમૃદ્ધિ અને સૌન્દર્યનું સત્ત્વ પ્રેમ છે; પ્રેમ એ જીવનનું જીવન છે...પ્રેમની પ્રશસ્તિના ઉડ્ડયનમાં ખૂબ ઉલ્લાસમાં આવી જઈ "વહાલાંને આમન્ત્રણ"નો પરમ સુન્દર કાવ્યોદ્ગાર ચન્દ્રશંકર કાઢે છે, જે નરસિંહરાવના સુપ્રસિદ્ધ નિબંધમાં પ્રશંસા અને ભાષ્યનો અધિકારી બન્યો છે. કવિ વ્હાલાંને સહજીવન સારુ નિમંત્રે છે, કેમકે

એકલવાયાં ઊડવું મુજને ના ગમે:
ચાહે આત્મા સ્નેહીના સહચાર જો;
ઊણાં ઊણાં સુખ સહુ મુજને લાગતાં,
સ્નેહીજન ના સાથે ભોગવનાર જો.

મને એ પંક્તિઓમાં ગુજરાતના વિશાળ, સૂક્ષ્મ જીવન સાથે તદાકાર થવાની તથા તેમાં સ્વકીય રંગ પૂરવાની મરણપર્યંત અભિલાષા સેવતા કવિ ચન્દ્રશંકરનું મૈત્રીભર્યું દર્શન થાય છે.

**વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી**

# સૂર્ય પ્રતિ ક્રોધોદ્‌ગાર

( શિખરિણી )

ઉઠી પ્રાતઃકાળે વસન નિજ સરક્યું નિરખતાં,
રવિને દીઠો ત્યાં શયનગૃહમાં દૃષ્ટિ કરતાં;
વદી ચોંકી તે સ્ત્રી : "શરમ ધર મૂઆ મન જરી,
પ્રકાશે શું પાપી? નજર પરપત્ની પર કરી?"

મુંબાઈ
૧૯૦૧

[ રવિવર્માનું એક સુન્દર ચિત્ર તે વખતે બહુ જાણીતું હતું. પોતાના સ્ખલિત થતા વસનને પકડી રાખતી એક સુન્દરી ઉભી છે, ને ત્હેની પાસે, જાણે આકાશમાં હોય એમ, એક નાનકડો દડા જેવડો ગોળો છે: આ ચિત્ર આ કાવ્યનો પ્રેરક છે. ચન્દ્રશંકરે જેને સૂર્ય માન્યો તે સૂર્યને બદલે રમવાનો દડો હોય એમ અમને કેટલાકને લાગ્યું. રવિવર્માનો ઈરાદો શો હતો તે તો એજ જાણે: ચિત્રની ખૂબી (?) એ હતી કે એમાંથી એક પણ અનુમાન પૂરેપૂરું સાબિત થઇ શકે એવું નહતું. રવિવર્મા નારીદેહમાં જે મૃદુતા ને અતિશય સુન્દરતા લાવી શકતા હતા તેજ લાવણ્ય આ ચિત્રનું મુખ્ય આકર્ષણ હતું, ને તે નિર્વિવાદ હતું. પણ ચિત્રના ઉપરથી એક અર્થ કરી, તેથી "ચિત્તક્ષોભ" પામી, ચન્દ્રશંકરે આ કાવ્ય લખ્યું – પોતાનું કદાચિત્ પહેલું કાવ્ય લખ્યું, એટલી વાત તો હકીકત રૂપે જ છે, ને તે જ અહીં પ્રસ્તુત છે. – કા. ]

# અનુનયન

( દરબારી ક્હાનરો )

નાયક–

માન કહ્યું પ્રિયે મ્હારૂં.
આમ શું કરતી? રોષ શું ધરતી? લાગતું આ શું સારૂં?–માન૦

ગુંજસદન તુજ વદનામ્બુજનું નિમીલન દુઃખ દેનારૂં,
બોલ તું બોલને એક જ, માનિનિ! મૌન જ લાગે અકારૂં–માન૦

ક્યાં તે મર્મિત નર્મ વચન મૃદુ, મધુરૂં મધુરૂં ત્હારૂં?
ક્યાં તે મંજુલ મન્દ જ મન્દ જ હસવું કામણગારૂં?–માન૦

પ્રિય તુજ ચુમ્બન, પ્રિય આલિંગન, પ્રિય, પ્રિયે! શું ન ત્હારૂં?
અનુભૂત સુખના દિવ્ય પ્રસંગો કેમ કરી હું વિસારૂં?–માન૦

દોષ જો હોય માગી ક્ષમા તો રોષ હું ત્હારો ઉતારૂં
ઇચ્છા મનમાં જો કોઈ હોયે, કૂહે તે પૂરી પાડું.–માન૦

વિજયવાઞ્છના જો હોયે તો તું જીતે હું હારૂં,
શરતો ત્હારી જે કંઈ હોયે કહી દે તે સ્વીકારૂં–માન૦

નાયિકા–

વાહ! રસિક! વ્હાલા! ક્યાં ગઈ ચાતુરી? જોતી’તી મન હું તમ્હારૂં,
થઈ ખૂબ ગમ્મત, અનુભવ્યું આજે પ્રણયકલહસુખ ન્યારૂં–માન૦

નાયક–

ઉભી રહે, છલિનિ! છોડું નહિ તુજને–ધોલ જરૂર બે મારૂં,
છાતી સાથે ખૂબ દાબીને, મુજ મનને હું ઠારૂં–માન૦

જૂનાગઢ : ૧૯૦૪

[ જૂનાગઢમાં બી.એ. નો અભ્યાસ કરવાને રહેલા, તે કાળે લખાયલું, મિત્રમંડળમાં પ્રસરાયલું ને ગવાયલું. “સ્નેહાંકુર” માં પ્રકટ નહિ કરેલું. – કા. ]

# પ્રેમસ્વરૂપસન્દેહ

( ગઝલ )

જો સહવાસની વાઞ્છા કદી પ્રેમ ગણાયે,
જો ઉરકેરી ઉત્કંઠા, કદી પ્રેમ મનાયે,
જો સ્વપ્નો, પ્રિયે! ત્હારાં કદી પ્રેમ જણાવે,
જો હોયે પ્રેમ આ તો–પ્રિયે! તુજ છું હું પ્રેમી.

જો તુજ વીણ બેચેની કદી પ્રેમ ગણાયે,
જો ક્ષણ યુગ ભાસે તે કદી પ્રેમ મનાયે,
જો પ્રશ્નો વિષે ત્હારા કદી પ્રેમ જણાવે,
જો હોયે પ્રેમ આ તો–પ્રિયે! તુજ છું હું પ્રેમી.

નડિઆદ
૧૯૦૪

સ્નેહાંકુર, ૧૯૦૪, પૃ. ૫

# સુમન–સંચય

( તોટક )

બહુ સુદ્રુમથી સુમનો જ ખર્યાં,
રમણીય, સુવર્ણ, સુગન્ધભર્યાં;
કંઈ આંહિ વીણ્યાં – કંઈ ત્યાં જ ગ્રહ્યાં,
કરી સંચય આપ સમક્ષ ધર્યાં.

**નડિઆદ**
**૧૯૦૬**

**સમાલોચક,**
**જાનેવારી–માર્ચ**, ૧૯૦૬, પૃ. ૩૦

[ "**સમાલોચક**" માં "સુમન–સંચય"ના શીર્ષક નીચે સારાસારા સંસ્કૃત શ્લોકો, **અર્થ**વિવરણ અને વિવેચન સાથે લખવામાં આવતા હતા, અને તેને મથાળે આ ચાર લીટીઓ લખી હતી. **ચન્દ્રશંકર**નું સૌથી પહેલું પ્રકટ થયેલું કાવ્ય આ છે. આ લેખમાળા "**તન્મય**" નામથી પ્રકટ થઇ, ને છઠ્ઠા લેખથી (જુલાઇ–**સપ્ટેમ્બર** ૧૯૦૭ના અંકથી) પોતાને નામે ચાલુ રહી. – **કા.** ]

# મ્હોટું મન

( કુંસરાયને ક્હેવા દ્યો ક્હાના – એ લય )

બ્હેની! રીતિ પ્રીતિની આદરજો,
મ્હોટું મન રાખીને આચરજો,
સુખી સહુ જનને તમ્હેં કરજો. બ્હેની.

દ્વેષી જન દ્વેષ ભલે ધરતાં,
ક્લેશી પ્રાણી ક્લેશમાં છો મરતાં,
તમ્હેં દ્વેષક્લેશ નહીં કરતાં. બ્હેની.

નથી કાંઇ લેઇ જાવું સાથે,
જાવાનું છે સૌને ખાલી હાથે,
તો પછી કંકાસ શા માટે? બ્હેની.

સ્નેહી સાથે ઘડીનું રહેવાનું,
ત્હેમાં શાને લઢવા ને વઢવાનું?
ભલાઇનું લ્યોને કરી લ્હાણું. બ્હેની.

મ્હોટું મન રાખી ગમ ખાશો,
સુખી સૌને કરી સુખી થાશો,
મંત્ર છે સુખનો એ સાચો. બ્હેની.

તા. -૪-૧૯૦૭
૧૩-૭-૧૯૦૭
શનિ મધ્યાહ્ન

"સ્નેહાંકુર", ૧૯૧૪, પૃ. ૧

[ આ કાવ્ય મુંબઈમાં મુરારજી ગોકુળદાસ ચાલ નં. ૨ માં લખેલું. ને "સ્નેહાંકુર"માં પ્રથમ કાવ્ય તરીકે પ્રકટ થયેલું, સન ૧૯૧૪માં. – કા. ]

# મ્હારી મધુરી

( धीरसमीरे यमुनातीरे वसति वने बनमाली – એ ઢાળ )

પ્રિય મ્હારી તું મીઠ્ઠી સાકર, જ્યાં ત્યાં મધુરી લાગે રે. ધ્રુવ.
અનુપમ ત્હારી મીઠાશ જ વ્હાલી ! નવ તવ સમ કોઈ દીઠી રે. –

દેહે મધુરી, હૃદયે મધુરી, મધુરી મધુરી સહુ અંગે રે;
મધુર તું હોઈ મધુર બનાવે, જે આવે તુજ સંગે રે.–પ્રિય૦

મધુર પદાર્થનું સત્ત્વ ગ્રહીને, કરી ત્હેમાં કંઈ પૂર્તિ રે,
શું વિધિએ નિર્મી માધુર્યની રમ્ય મધુરી મૂર્તિ રે ?–પ્રિય૦

આસ્વાદન કરી રસનું ત્હારા નવ કદી હું તો ધરાઉં રે,
માટે, મધુરી ! માગું આટલું, ત્વન્મય ત્વન્મય થાઉં રે.–પ્રિય૦

નાગરવાડા
નડિઆદ
૨૫-૪-૧૯૦૭

સુન્દરીસુબોધ, સપ્ટેમ્બર, ૧૯૦૭, પૃ. ૭
સ્નેહાંકુર, ૧૯૧૪, પૃ. ૨

[ સુન્દરીસુબોધમાં અર્થની નોંધ આપી છે. – કા. ]

# અકાળે ચૂંટાયેલી કળી

( મન્દાક્રાન્તા )

જ્યારે ધાર્યું વિકસિત બની રમ્યતા દિવ્ય ધારી,
સૌને દેશે અતુલ સુખ તું વાસ ત્હારો પ્રસારી,
ન્હોતું જાણ્યું, કુસુમકલિકે ! આમ ચૂંટાઈ જાશે,
ન્હોતું જાણ્યું, મનની મનમાં આમ રે ! હા ! સમાશે !

સમાલોચક,
ઑક્ટોબર–ડીસેંબર, ૧૯૦૭, પૃ. ૨૦૮

[ શેઠ ત્રિભોવનદાસ મંગળદાસ નથુભાઈના એક પુત્ર જમનાદાસનું ઉતાકામંડમાં અકસ્માતથી એકાએક મરણ થયું તે નિમિત્તે લખાયેલ. જમનાદાસ એ ચન્દ્રશંકરના, ને ખાસ કરીને ભાઈ મનસુખલાલ માસ્તર (હાલ સિન્ધિઆ કંપનીવાળા) ના, પરમ મિત્ર હતા : એ બન્નેની પાસેથી સાંભળેલી વાતો ઉપરથી લાગે છે કે જમનાદાસમાં શ્રીમંતાઈનો એક પણ દુર્ગુણ હતો નહિ, ને સજ્જનતા, ઉદારતા, બુદ્ધિ તથા માયાળુપણાને લીધે તે અસાધારણ લાયકીવાળા ને આશા આપતા યુવક હતા : ભરજુવાનીમાં એકાએક થયેલા મરણથી એમના કુટુમ્બમાં તેમજ સ્નેહીમંડળમાં બહુજ શોક તથા આઘાતની ઊંડી વેદના થઈ હતી. – કા. ]

# અદેખાઈ

( મારગ મૂકોને ફૂલાના કહું છું ક્યારની જો. એ રાગ )

બ્હેની સાચા સુખની આશ કદી ઉર ધરો જો,
તો તો જલ્દી અદેખાઇને અળગી કરો જો. બ્હેની.

જેમ છાણાં કેરો અગ્નિ ધૂમાયાં કરે જો,
અદેખાં તેમ માંહ્યનાં માંહ્ય બળે જો. બ્હેની.

જેમ કીડો ફૂલને ખાય માંહ્યેથી સોરી જો,
અદેખાઈ તેમ કાળજાને ખાય કોરી જો. બ્હેની.

શીદ હાથે ઝેરી સર્પિણી પાળો ઘરે જો,
દેશે દંશ કારી, લેશ દયા નહિ ધરે જો. બ્હેની.

દેખી કોઈ સુખી જીવ દુઃખી નવ થશો જો,
બળે જીવ મિથ્યા, લાભ બીજો નહિ કશો જો. બ્હેની.

કરે કાર્ય સારાં, સુખ ત્હેને તો મળે જો,
બાળવો જીવ હોય તો બાળો ભલે જો. બ્હેની.

"કરે જેવું, પામે તેવું" એ ચિત્તે ધરો જો,
સુખી થાવું હોય તો તો સુકર્મો કરો જો. બ્હેની.

૧૩-૭-૧૯૦૭
શનિ મધ્યાહ્ન

# નિવાપાંજલિ

(ગોવર્ધન-સ્મારક નિમિત્ત)

(માલિની)

નહિ નહિ જ અપેક્ષા સ્મારકોની તમ્હારે,
અચલ અમલ કીર્તિ, સત્કૃતિઓ પ્રસારે,
જન બહુ અનુરાગી સદ્‌ગુણો સંસ્મરીને
સ્વયમપિ જ સમર્પે આ નિવાપાંજલિને.

(અનુષ્ટુપ)

આપના ઉપકારોનો વળે ના બદલો કદિ,
તથાપિ સાધુ! સ્વીકારો રંક આ પુષ્પપાંખડી.

મુંબાઈ
૧૬-૭-૪૧

સમાલોચક,
ગોવર્ધન-સ્મારક અંક, જુલાઇ ૧૯૦૭
મુખપૃષ્ઠ

## ઉપહાર

( મન્દાક્રાન્તા )

દિવ્યોદ્યાને, પરિમલભર્યાં જે સુપુષ્પો ખર્યાં, તે
વીણી, ગુંથી વિવિધ રૂપમાં, આપ પાસે ધર્યાં છે;
જુદો કાંઇ, રસિકજન હો ! વાસ છે તે મહીં તો,
લેજો લેજો, પુનરપિ પુનઃ – ના મળે એ કહીં જો.

( અનુષ્ટુપ્ )

લઈ તે વાસ પુષ્પોનો, થઈ તન્મય, સજ્જનો !
યથાશક્તિ પ્રસારો જો, – સફલ આ ઉપહાર તો.

સમાલોચક,
ઑક્ટોબર–ડીસેંબર, ૧૯૦૭, પૃ. ૨૦૭

# મ્હારી ન્હાનકડી નણંદ

પ્રેમથી ઉભરાતા હૃદયવાળી ભાભી પોતાને મ્હોંએ પોતાની આશરે ચાર પાંચ વર્ષની ન્હાનકડી નણંદને માટે કેવા ઉમળકાથી વાત કરે છે ત્હેનું આ એક ચિત્ર છે. આપણા લોકોના રિવાજ પ્રમાણે વહુઓને જ્યારે સંસારમાં જ રહેવું પડે તેમ છે તો પછી જેમ બને તેમ સાસરામાં વધારે મીઠાશથી, વધારે મ્હોટા મનથી, અને વધારે સ્નેહ તથા શાન્તિથી રહેવા પ્રયત્ન કરવાનો બોધ સ્ત્રીઓને આપવો ઘટે છે.

( રૂડી શરદ પુનમની રાત રે સુંદર વેણુ વાગે – એ લય )

મ્હને વ્હાલી વ્હાલી બહુ મ્હારી રે નણુદી ન્હાનકડી ન્હાનકડી.
ના હું ધરાઉં હૈયે ધારી રે, નણુદી ન્હાનકડી ન્હાનકડી.
રૂડાં રૂડાં એના રૂપ રંગ રે, નણુદી૦
ન્હાનાં નાજૂક એનાં અંગ રે, નણુદી૦

( સાખી )

મીઠા મીઠા બોલતી કાલા કાલા બોલ,
કામણગારા હાસ્યથી દેતી હર્ષ અતોલ ;

ભલું ભોળું એનું છે મન રે, નણુદી૦
એને લાગે છે સૌયે સ્વજન રે, નણુદી૦
એનું હૈયું હેતે ઉભરાય રે, નણુદી૦
જોઈ બીજાંને સુખી સુખી થાય રે, નણુદી૦

( સાખી )

સહુને રાજી રાખતી કંઇ કંઇ કરીને ખેલ,
કદિ કદિ વળી ગભરાવતી કરી કરી ખોટા ફેલ.

એનાં તોફાન સહુ નિર્દોષ રે, નણદી૦
એના ઘડીના હર્ષને રોષ રે, નણદી૦
એના ઓરજ કાંઈ બીજાજ રે, નણદી૦
સહુ ઉપર ચલાવે એ રાજ્ય રે. નણદી૦

( સાખી )

કંઠે વળગી કાનમાં લવતી કંઈ કંઇ બોલ,
સંદેશા નિજ ભાઈના કહીને કરતી ટોળ.

મ્હારૂં અમોલું એ છે રતન રે, નણદી૦
કરશું એનાં રૂડેરાં જતન રે, નણદી૦
મ્હારા પ્રભુ, એ કારમું બાળ રે, નણદી૦
કરજો એને સુખી સહુ કાળ રે. નણદી૦

મોરારજી ગોકુળદાસ બિલ્ડિંગ્ઝ
મુંબાઈ, ગિરગામ
૨૩-૯-૧૯૦૭

સુન્દરીસુબોધ, સપ્ટેમ્બર, ૧૯૦૮; પૃ. ૩
સ્નેહાંકુર, ૧૯૧૪, પૃ. ૩;
અને અલગ પત્રિકા તરીકે

[ ચન્દ્રશંકરનાં (અત્યાર લગીમાં લખાયલાં) કાવ્યોમાં આ નિ:સંશય ઉત્તમ કાવ્ય છે એમ ઘણાઓએ સ્વીકારેલું : હજી પણ એને એમનાં સારાં કાવ્યોમાં ઉચ્ચ સ્થાન આપી શકાય. – કા. ]

# ચાહ્યું કદી નહિ કોઇને જીવ્યું વૃથા તો તો ગયું

( હરિગીત )

જન્મી અહીં સંસારમાં, રે ! શો ત્હમે લ્હાવો લીધો ?
નિજ સ્વાર્થ–પ્રાપ્તિમાં જ જન્મારા તણો જો વ્યય કીધો ?
શું જીવનનું સાફલ્ય સઘળું સ્વાર્થમાં આવી રહ્યું ?
'ના, ના' ભણે મુજ હૃદય આ : 'સ્વાર્થી જીવન એળે ગયું.'

સામર્થ્ય હો, સૌન્દર્ય હો, સમૃદ્ધિ કે સામ્રાજ્ય હો,
બુદ્ધિ, વિદ્યા, કીર્તિ હો, – કે ઇષ્ટસિદ્ધિ સર્વ હો :
ના, ના, નહિ કંઈ કામનું પ્રેમે ન જો દિવ્ય જ બન્યું,
પ્રેમ એક જ સત્ત્વ સહુનું, પ્રેમ જાતાં સૌ ગયું.

જો સ્નેહીને જોઈ સુખી તમ હૃદય સુખમય ના થયું,
જો દેખી દુ:ખી અન્યને તમ હૃદય દુ:ખે ના દ્રવ્યું,
કદી શબ્દથી, કદી કર્મથી સુખ ના દીધું, દુ:ખ ના હર્યું,
શા કામનું જીવ્યું તમ્હારૂં ? – જીવી જગમાં શું કર્યું ?

કદી પ્રેમથી બોલ્યા નહિ, કદી પ્રેમથી ચાલ્યા નહિ,
કદી પ્રેમમાં ડોલ્યા નહિ, કદી પ્રેમમાં મ્હાલ્યા નહિ,
ધિક્કાર છે તો જીવનને : એથી વધારે શું કહું ?
ચાહ્યું કદી નહિ કોઇને જીવ્યું વૃથા તો તો ગયું.

પ્રેમ સાચી દેવસેવા, પ્રેમ જો ભક્તિ ખરી,
નહિ પ્રેમ સમ પૂજા બીજી, પ્રેમે જ રાચે શ્રીહરિ;
પરમ ધર્મ જ પ્રેમ છે – એ તત્ત્વ જો ના અનુભવ્યું,
જન્મ્યું, જીવ્યું કે ભોગવ્યું – સર્વે ખરે! ધૂળમાં ગયું.

(અનુષ્ટુપ્)

લહી તે પ્રેમનું સત્ત્વ, થઈ તન્મય બન્ધુઓ!
પ્રસારી પ્રેમને જ્યાં ત્યાં, ઉન્નતિ દેશની કરો.

દીપોત્સવી
૫-૧૧-૧૯૦૭

દીપોત્સવી–પત્રિકા; તથા
સ્નેહાંકુર, ૧૯૧૪, પૃ. ૬

[ દીવાળી તથા બેસતા વર્ષને પ્રસંગે એકાદ કાવ્ય તૈયાર કરીને સ્નેહીઓને મોકલવાની ટેવ ચન્દ્રશંકરે ઘણાં વર્ષો લગી રાખી હતી. એમના મિત્રોને તથા વડીલોને તે હજીય યાદ હશે. ઘણીવાર તો તે છાપેલ રૂપમાં મોકલતા, ને નવા વર્ષને દિવસે એમના આવા કોઈ કાવ્ય-સન્દેશની રાહ એમના સ્નેહીમંડળમાં જોવાતી. એમ જ કહોને કે એમનું આ નૂતન વર્ષાભિનંદન એક પ્રકારનું Institution થઈ ગયું હતું. ઉપરનું કાવ્ય એ આવા સન્દેશોમાંનું સૌથી પહેલું નહિ તો પહેલાં કાવ્યોમાંનું એક છે. આ સંબન્ધી એક પ્રસંગ ચન્દ્રશંકરની મૂળ પ્રતિમાં સરસ લખ્યો છે. જ્યારે રા. રા. કૃષ્ણશંકર હીરાશંકર પંડ્યા જે ઘણાં વર્ષો લગી વઢવાણ હાઇસ્કૂલના હેડમાસ્ટર, નડિઆદની નાગર જ્ઞાતિના એક સુશિક્ષિત ને તીક્ષ્ણ બુદ્ધિવાળા વિદ્વાન, તથા ચન્દ્રશંકરના એક વડીલ હતા, તેઓને મળ્યું ત્યારે એમણે તરત જ એક રમુજી ને માર્મિક ઉત્તર વાળ્યો :

"ચાખ્યું કદી નહિ કોઇને તો મોક્ષદ્વાર ખુલી ગયું."

કા. ]

ના, ના પૂછો ઉરની દશા – જે હોય તે છોને રહી!
શું કામ, ભાઈ! જાણીને હું દુઃખી છું કે છું સુખી?
સુખદુઃખ મ્હારા ભાગનાં પ્રારબ્ધના નિયમો રચે,
મિથ્યા ન તે થાયે કદી, તો લાભ શો તમ્હને કહ્યે?

ત્હોયે કદી મુજ સુખથી સુખ ભાઇ! જો ત્હમને થતું,
તો તો કથા મુજ સુખની લ્યોને હું તમ પાસે ભણું.
પણ દુઃખ કંઈ કંઇ દોહ્યલાં મન્થન કરે આ હૃદયનું,
વૃત્તાન્ત ત્હેનો તો કદી, હું નહિ કહું–ના, નહિ કહું.

૧૯૦૮

[ આ કાવ્ય સંબન્ધી વિશેષ માહિતી મળી નથી. – કા. ]

## હા! નષ્ટ જો કરવી જ તો શીદ સૃષ્ટિ તું રચતો, પ્રભુ?

( એક મનોદશા – A mood * )

શું ? જન્મવું ને જીવવું તે માત્ર મરવા કાજ છે ?
શું ? પ્રાપ્ત કરવું, રક્ષવું, હા ! સર્વ તે ખોવા જ છે ?
શું ? પામવાં સુખવૈભવો તે દુઃખ ભોગવવા હશે ?
શું ? રાચવું ને હાસ્ય કરવું તે ખરે ! રડવા જ છે ?
શું ? બાંધવો સંબન્ધ તે-રે હાય !-શું ત્રટવા હશે ?
શું ? સ્નેહીનું સંલગ્ન થાવું-હા !-છુટા પડવા જ તે ?
શું ? આશ મ્હોટી ધારવી ભગ્નાશ તે થાવા હશે ?
શું ? કાર્ય મ્હોટાં આદરે નષ્ફલ્ય થાવાને જ તે ?
શું ? ઊગવું ને ખીલવું રે ! પુષ્પનું ખરવા હશે ?
શું ? દીપ્ત થાવું દીપનું નિઃશંક હોલાવા જ તે ?
શું ? ઉદિત થાવું સૂર્યનું તે અસ્ત થાવાને હતું ?
હા ! નષ્ટ જો કરવી જ તો શીદ સૃષ્ટિ તું રચતો, પ્રભુ ?

ગિરગામ, મુંબાઇ
૮, જૂન, ૧૯૦૮
સોમ : મધ્યાહ્ન

વસન્ત, પૃ. ૨૦૧
વૈશાખ, સંવત્ ૧૯૬૪

---

* એક આપ્તજનનો રોગ અસાધ્ય છે એવી ખબર મળતાં ઉદ્ભવેલી મનોદશાના ઉદ્ગાર છે.

# હમારા રાષ્ટ્રીય ચેતનનો અનિવાર્ય પ્રવાહ

(ગઝલ–મર્દાની ધૂનમાં)

નથી જાગ્યા ફરી સૂવા, સુણો દઈ ધ્યાન, પરદેશી!
ઘણું ઉંઘ્યા – ઘણું ઘોર્યા – નથી રહેવું હવે બેસી. ૧

ઘણા ખાધા હમે ખત્તા – વધારે ના હવે ખાવા,
હમે જાગ્યા, ફરીથી તે નથી કૈં આમ સૂવાના. ૨

બનીને અન્ધ સ્વાર્થોથી ન લાંબે કૈં હમે જોયું,
કરી યુદ્ધો પરસ્પરને બધું, રે હાય! હા! ખોયું. ૩

હવે તો સંપથી રહેવું – હવે ના ભાઈથી લ્હડવું,
જગાવી રાષ્ટ્રનું ચેતન હવે તો એક છે બનવું. ૪

બહુ આધાર બીજાનો હમે તો આજ સુધી રાખ્યો,
હમે તેથી નિરાશામાં ફળોનો સ્વાદ તો ચાખ્યો. ૫

હવે શીખ્યા – "હમારૂં છે હમારા હાથમાં ભાવી,
નથી સ્વાશ્રય વિના કોદી હમારી ઉન્નતિ થાવી." ૬

ત્હમે તો શીખવ્યા પાઠો હમોને દેશસેવનના,
શકો ખાળી પ્રવાહો શું હવે રાષ્ટ્રીય ચેતનના? ૭

ત્હમારા છત્રની નીચે હમારી ઉન્નતિ કરશું,
સઉ દુ:ખો સુખે સ્હેશું – નહિ પાછા હવે ફરશું. ૮

ધરીશું "ધર્મ જ્યાં, જય ત્યાં" મહા એ મન્ત્ર તો ચિત્તે
કરીશું કર્મ કૈં એવાં જગત જોઈ સહુ રહેશે. ૯

હમારો ધર્મ્ય છે હેતુ – પ્રભુ વ્હારે જરૂર ધાશે,
હમારા ભાવિમાં આશા અને શ્રદ્ધા હમોને છે. ૧૦

કૃષ્ણજયન્તી, ૧૯૦૮ ગુજરાતી, ૧૯ ઑગસ્ટ, ૧૯૧૭

( ગીતિ )

નૂતન વર્ષારંભે સ્નેહચિન્હ આ વિનમ્ર સ્વીકારી,
વૃદ્ધિ કરીને સ્નેહે, આ સ્નેહીને કરજો આભારી.

( અનુષ્ટુપ )

કરી સારૂં યથાશક્તિ પોતાનું પરનું તથા,
સમર્પી પ્રભુને કર્મો વિહરો સુખ શાન્તિમાં.

મુંબઇ, ગિરગામ
નૂતન વર્ષ, ૧૯૬૫
૧૯૦૮

# મ્હારા માતજાયાને

( ગઝલ–સાખી )

( જલ્તી હે ખાવિંદ મેરે દિલમેં યહ ચિરાગ – એ રાગ )

ધાજો પુત્ર હિન્દના રે માત દુભાયે !
રે માત દુભાયે ! ભાઈ કેમ સ્હેવાયે ? ધાજો.

માતા રોતી આપણી બની બાપડી રાંક,
હૃદય શું વજ્જરનાં ઘડ્યાં ? કયમ સૂતા થઈ શાન્ત ?

ઉઠો ઉઠો ને વ્હારે ધાઓ માતની તમો !
અન્ધ બની સ્વાર્થમાં જ આમ શું રમો ? ધાજો.

શું ધારો બીજીજણ્યા કરશે તમને સ્હાય ?
વીરા ! વિચારો જરા શું ત્હેને નહિ સ્વાર્થ ?

ત્હોય મદદ જે મળે તે લ્યો તમ્હે ભલે !
કિંતુ આત્મ–કર્મ વિના મુક્તિ ના મલે ! ધાજો.

બીજાના આધારથી કદી ન સરવું કાજ,
માટે સ્વાશ્રય–સંપના પઢો બરાબર પાઠ.

"માતૃસેવા" મન્ત્ર શીખવો અજ્ઞ ભ્રાતને !
માતૃયજ્ઞવેદિમાંહિ હોમો જાતને ! ધાજો.

ખોલો ખોલો આંખને જુઓ માતનાં દુઃખ,
ઉપાયો કૈં કૈં રચી દીયો માતને સુખ.

શું પુત્રધર્મ આટલો હો ભાઈ ! નહિ કરો ?
શું પીડાતી માત કેરી વ્હાંય નહિ ધરો ? ધાજો.

મોરારજી ગોકુળદાસ ચાલ
ગિરગામ, મુંબાઈ: નૂતનવર્ષ, ૧૯૬૫
૧૯૦૮

# આશ્વાસન

(હરિગીત)

જો જીવ કો સુખી કર્યો કદી સ્નેહમય સેવા થકી,
જો દીલ તાર્યું ડૂબતું દુઃખના દરિયામહીં;
જો ચિત્ત ઠાર્યું દાઝતું દાવાનળે દુનિયાતણા,
તો ના નકામો જીવ બાળીશ જીવ્યું નહિ ત્હારૂં વૃથા.

"હું સર્વનું સારૂં કરૂં" એ વૃત્તિ ત્હારી ધન્ય છે,
કિન્તુ વિભુની વૃત્તિ તો દીસંત બન્ધુ! અન્ય રે;
નહીં તો ન આપત બન્ધુ! શું શકિત અનંત જ એ ત્હને?
શું સારૂં કરવામાં વળી કંઈ શકિત-મર્યાદા ઘટે?

માટે રહીને સર્વના હિતમાં જ તત્પર સર્વદા,
સત્કર્મ કરવાં જે બને તે: એજ છે કૃતકૃત્યતા;
તો ભાઇ! તું ઉરમાં કદી ઓછું કંઇ લાવીશ ના,
બનતું દીધું સુખ અન્યને તો જીવ્યું ના ત્હારૂં વૃથા.

વસન્ત, સં. ૧૯૬૬, પૌષ, ૫૮૬;
૪-૧૧-૧૯૦૮ સ્નેહાંકુર, ૧૯૧૪, પૃ. ૧૦

[ "વસન્ત" માં ને "સ્નેહાંકુર" માં થોડો થોડો પાઠફેર છે. -કા. ]

# સહચારિણી

(ગરબી)

(જાદુગારો ધુતારો કહ્યું કર ગયો રે)

સહચારિણી હું તો મ્હરા કાન્તની રે,
કાન્તની રે—ધર્મપાન્થની રે. સહ૦

કાન્ત મ્હારા પવિત્રતાનું ધામ છે રે,
કંથ વ્હાલા વિદ્યાનું નિધાન છે રે,
રંક બાલાના ઉરના આરામ છે રે. સહ૦

મ્હારા હૈયા કેરા જીતનાર છે જ એ,
મ્હારા સૌભાગ્યના આધાર છે જ એ,
મ્હારા આત્માના ઉદ્ધારનાર છે જ એ. સહ૦

જે જે કલ્યાણવાસના એ ઉરમાં ધરે,
જે જે લોકોપકારી એ કાર્ય આદરે,
તે તે સૌમાં રહું છું હું કાન્તસાથ રે. સહ૦

પન્થે ધર્મતણા એમ ચાલશું રે,
કન્થહૈયામાં હૈયું વિલાવશું રે,
અંતે સ્નેહના ઐક્યમાં મ્હાલશું રે. સહ૦

તા. ૪-૧૧-૧૯૦૮
બુધ, સાયંકાળ
મુંબાઈ

સુન્દરીસુબોધ, નવેમ્બર, ૧૯૦૯, પૃ. ૭૦
સ્નેહાંકુર, ૧૯૧૪, પૃ. ૮

[ સુન્દરી–સુબોધમાં આ તથા આની પછીના કાવ્યની પાછળ બહુ લાંબી વિવરણની નોંધો આપી છે. તે સમયનાં સ્ત્રી–વાંચકોને કાવ્યો સમજાવવાને. સન ૧૯૧૪ માં, એટલે પાંચ વર્ષ પછી આ કાવ્યો "સ્નેહાંકુર" માં ફરીથી છપાયાં ત્યારે ચન્દ્રશંકરે જ આ નોંધો તેમાં છાપી નથી. સ્ત્રી-વાંચકોનો તથા અન્ય વાંચનારનો વિકાસ હવે એટલો તો વધી જ ગયો હશે કે આ સંગ્રહમાં પણ એ નોંધની જરૂર નહિ રહે. —કા. ]

# સુખે ત્હમે પોઢો સ્વામી મ્હારા

(કંસરાયને કહેવા દ્યો કહાના–એ લય)

સુખે તમ્હે પોઢો સ્વામી મ્હારા,
બિછાવી છે સેજ સ્નેહે, વ્હાલા,
વિનીત આ વિનવે તમ દારા. સુખે૦

પિયુ ! પોઢો પ્રીતે થઈ શાન્ત,
દિસે કુંળી કાયા થઈ કલાન્ત,
સુખે માથું અંકે મૂકો, કાન્ત ! સુખે૦

કહો તો ધીમે ધીમે હું શિર દાબું,
કહો તો ધીમે ધીમે ચરણ ચાંપું,
કહો તો ધીમે ધીમે પવન નાખું. સુખે૦

કહો તો ગીત મીઠાં મીઠાં ગાઉં,
કહો તો પાણી ઠંડાં ઠંડાં પાઉં,
કહો તે સેવા આપની ઉઠાવું. સુખે૦

મીઠી મીઠી નીંદર ભોગવજો,
સારાં સારાં સ્વપ્નો અનુભવજો,
સંસારના સંતાપ વિસરજો. સુખે૦

નાગરવાડા, નડિઆદ
૧૫-૧૨-૧૯૦૮
મંગળ, મધ્યરાત્રિ

સુન્દરીસુબોધ, જૂન, ૧૯૧૦, પૃ. ૩૨૪
સ્નેહાંકુર, ૧૯૧૪, પૃ. ૯

# વિખૂટા પડતાં

(હરિગીત)

લોકો કહે "અભ્યાસથી દુઃખ દોહ્યલાં ય ખમાય છે,"
તો કેમ આજે હૃદય મ્હારૂં શોકથી મૂંઝાય છે?
વિખુટો પડું ના વ્હાલીથી કૈં આજ પ્હેલી વાર હું,
બહુવાર દુઃખ વિયોગનું મ્હેં આજ સુધીમાં સહ્યું.

હા! ત્હોય આજનું દર્દ આ, ના સ્હેજ પણ ઓછું થતું,
ઉલટું ધસે પૂર જોસમાં સહુ પૂર્વ દુઃખ ભૂલાવતું;
પ્રત્યેક વિરહે આમ કાં મુજ દુઃખ વધતું જાય છે?
સમજું ન કાં સંસારથી ઉલટો અનુભવ થાય છે?

વિરહવ્યથા સરખા છતાં ફલભેદ આ શાનો હશે?
કાં હૃદય મુજ આળું અને સંસારીનું રીઢું બને?
(અથવા)
શાને નકામા વાદ કરવા? હૃદય આ મ્હારૂં વદે:
"લાખો વિયોગો હો ભલે! ના સ્નેહ તો રીઢો બને."

૬-૧૧-૧૯૦૯ સ્નેહાંકુર, ૧૯૧૪, પૃ. ૧૧

# શુભેચ્છા

( અનુષ્ટુપ )

નવું જીવન વર્ષે છે, બની તું પાત્ર ઝીલજે,
ઝીલી દિવ્ય સુધા ધારા, લ્હાણું સર્વત્ર વ્હેંચજે.

ચાતક ! ઉન્નતિ સ્હામે સદૈવ મુખ રાખજે,
નવીન વર્ષ આરંભે શુભેચ્છા હું દર્શાવું એ.

૧૪-૧૧-૧૯૦૯
વાર રવિ
કાર્તિક સુદિ ૧, ૧૯૬૬

પહેલી ને ત્રીજી પંક્તિ: 'નાગર-ઉદય'
જાન્યુઆરી, ૧૯૧૨, પૃ. ૮

[ આ 'શુભેચ્છા' તેમ જ આગળ આવી ગયેલું 'આશ્વાસન' નું કાવ્ય બન્ને બેસતા વર્ષને દિવસે બધાંને વ્હેંચ્યાં હતાં. — કા. ]

# મીઠી મુંઝવણ

(મ્હને વ્હાલી વ્હાલી બહુ મ્હારી રે નણદી ન્હાનકડી, ન્હાનકડી—એ ઢાળ)

કહું બ્હેની મ્હારી શી વાત રે? હું બહુ મુઝાઉં છું, મુઝાઉં છું.
થઇ મ્હારે મ્હોટી પંચાત રે, હું૦
પડે મ્હને નહીં કૈં ચ્હેન રે, હું૦
કરૂં હું તે હવે શું બ્હેન રે, હું૦

બેઠાં'તાં સર્વે હમે, આવ્યા કાઢી મિષ;
સાન કરી, છાનું હસ્યા—ચઢી મ્હને તો રીસ;

હસી મ્હારાથી ત્હોયે જવાયું રે, હું૦
નહીં રોકયું એ તો રોકાયું રે, હું૦
અલી! આપણ અબળાજાત રે, હું૦
સ્નેહ સ્હામે શી આપણી વિસાત રે? હું૦

સાચ્ચું, બ્હેન, તું બોલજે, શું આ ઠીક દેખાય?
બેઠાં જ્યાં હોયે બધાં ત્યાં કૈં એવું થાય?

આમ કૈં કૈં કરે છે એ નિત્ય રે, હું૦
અલી એ તે કૈં સારી રીત રે? હું૦
"વઢું વ્હાલાને" એમ ઘણું થાય રે, હું૦
ત્હોય બળ્યું કાંઇ ન કહી શકાય રે, હું૦

૧-૪-૧૦ સુન્દરીસુબોધ, સપ્ટેમ્બર, ૧૯૧૦
શુક્ર, મધ્યરાત્રિ પૃ. ૫

# ચાહીશ હું, ચાહીશ હું,—ચાહીશ હું તો સર્વથા

(એક મનોદશા)

(હરિગીત)

"છે સ્નેહ માયા-મોહ-બંધન, સ્નેહ વિષમય પાશ છે,
છે સ્નેહ મ્હોટો મોક્ષબાધક, સ્નેહ આત્મવિનાશ છે;
માટે કદી સ્હાશો નહીં, જો હોય હેતુ મુક્તિનો,"
–ડિંડિમ બજાવી બોધ દે રસહીન કૈં કૈં જ્ઞાનીઓ.

સંસારના કૈં "અનુભવી" શિખ આપતા બની ડાહ્યલા,
ઈજારદારો હોય જાણે સર્વ દુનિયાદારીના :
"છે સ્નેહની વાતો બધીયે સ્વાર્થીઓની વંચના,
કે વિષયીની મૃગતૃષ્ણિકા, કે ઉભરા ઉન્માદના."

માને ભલે તે ત્હેમને જે ઠીક લાગ્યું દિલથી,
ચાહ્યા વિના મુજને કદી પણ ચ્હેન કૈં પડતું નથી;
શાને દબાવું ઉમળકા જે ઉછળતા શુચિ સ્નેહના ?
ચાહીશ હું, ચાહીશ હું—ચાહીશ હું તો સર્વથા.

૨૧-૭-૧૯૧૦ — વસન્ત, સં. ૧૯૬૬, જ્યેષ્ટ, પૃ. ૨૩૨
ગિરગામ, મુંબાઇ — સ્નેહાંકુર, ૧૯૧૪, પૃ. ૧૨

["વસન્ત" માં "મનોદશા" ઉપર ફુટ-નોટ. – કા.]

# દાઝું ભલે દુઃખાનલે દિલ સ્નેહીનાં બાળું ન હું[1]

(એક મનોદશા)

(હરિગીત)

ના, ના પૂછો દિલની દશા જે હોય તે છોને રહી,
શું કામ, ભાઇ ! જાણીને કે દુઃખી છું કે છું સુખી ?
સુખ દુઃખ મ્હારા ભાગનાં પ્રારબ્ધના નિયમો રચે,
મિથ્યા ન તે થાયે કદી તો લાભ શો ત્હમને કહો ?

ત્હોયે સુણી સુખ માહરાં સુખ, ભાઈ ! જો ત્હમને થતું,
તો તો કથા મુજ સુખ તણી લ્યોને ત્હમોને હું કહું;
પણ દુઃખ જે જે દોહ્યલાં મન્થન કરે આ હ્રદયનું,
વૃત્તાન્ત ત્હેનો તો કદી હું નહીં કહું. – ના, નહીં કહું.

સાચું જ જો "દુઃખો કહ્યે હોલાય દિલ કૈં દાઝતું,"
સાચું ન શું "દુઃખો સહ્યે જીવન તપસ્વી તો થતું ?"
મુજ હૃદયતાપ શમાવવા દિલસોજ શું દિલ હું દહું ?
—દાઝું ભલે દુઃખાનલે, દિલ સ્નેહીનાં બાળું ન હું.

ગુજરાતી, દીવાળી અંક, સં. ૧૯૬૬;
સન ૧૯૧૦, પૃ. ૨૮
ઓક્ટોબર ૧૯૧૦ સ્નેહાંકુર, ૧૯૧૪, પૃ. ૧૩

૧ પાઠાન્તર "નહીં."

# દીપનો હિન્દબાલકોને સન્દેશ

(હરિગીત)

દીપોત્સવી નિમિત્ત આવાહન તમ્હેં મ્હારૂં કર્યું,
તો હિન્દબાલક ! દિવ્ય હું સન્દેશ કૈં કૈં પાઠવું;
આચારમાં સન્દેશ એ જો એકરસ કરશો તમ્હે,
ઉદ્ધાર પાસે હિન્દનો છે — માનજો નિઃશંક એ.

કાલરાત્રિનો અને વળી અન્ધકાર અમાસનો,
કરી દૂર દીપપ્રકાશથી દીપોત્સવી ઉજવો તમો;
બની અન્ધ રૂઢિ પાળતાં દિન કૈં ગયા — દિન કૈં જતા,
ત્હોયે અહો તાત્પર્ય તે શુભ રૂઢિ કેરૂં કેમ ના ?

જો સ્થૂલ દીપ-પ્રકાશથી અંધારૂં સ્થૂલ જતું રહે,
તો સૂક્ષ્મ આન્તર દીપથી અજ્ઞાન શાને ના ટળે ?
વ્યાપી રહ્યું અજ્ઞાનનું, હા ! તિમિર ગાઢું હિન્દમાં,
વિદ્યાતણા જ્યોતિથકી શેં દેશ ના અજવાળતા ?

ખૂણે ખૂણામાં સંચરીને જ્ઞાનજ્યોતિ જગાવજો,
સર્વત્ર જ્યોતિ ઝગમગે એવી રીતે ફેલાવજો,
જ્યોતિતણા અધિકારી હો ! જ્યોતિતણા જ વિહારી હો !
જાતે જ જ્યોતિર્મય બની નિજ બન્ધુનેય બનાવજો.

સંવત ૧૯૬૭ ના
નૂતન વર્ષનિમિત્ત
૧૯૧૦

# હોળી અને હેલી

( ગઝલ—ભૈરવીની ધૂનમાં )

સળગી રહી હોળી બધે આધિ—ઉપાધિ—વ્યાધિની,
ત્હેમાં બળે સંસારિયાં દુષ્કર્મના સંતાપથી.

કુદરતતણો કાનૂન જ્યાં ના ચાલતું કાંઈ તહીં,
પ્રારબ્ધનાં ફળ ભોગવ્યા વિણ સિદ્ધિ બીજી છે નહીં.

શાને બળાપો તો કરો ? શાને બીજાને દોષ દો ?
**સળગાવી હોળી હાથથી તો હાથથી તે હોલવો.**

શોધતા શીદ આશરો બળતાતણો બન્ધુ, તમ્હેં ?
**જાતે જ જે આગે બળે બીજાની તે શું બૂઝવે ?**

વર્ષાવજો સત્કર્મથી સર્વત્ર હેલી શાન્તિની,
કે ઠારજો દિલ દાઝતાં દુષ્કર્મની હોળી મહીં.

દુષ્કર્મ હોળી કારમી—સત્કર્મ હેલી રસભરી,
એક બાળે – એક ઠારે : **कर्मणो गहना गतिः ।**

મુરારજી ગોકુળદાસની ચાલી
ગિરગામ, મુંબાઇ
૧૧-૧૧-૧૯૧૦

વસન્ત, આશ્વિન, સં. ૧૯૬૬
પૃ. ૩૮૫

# કુદરતને ખોળે

( ગઝલ-ભૈરવીની ધુનમાં )

કુદરતતણો છું બાલ હું, કુદરતણે ખોળે રમું,
કુદરતતણાં પીયૂષ શાં પયપાન પી પોષણ લઉં;
મુજ વ્હાલસોયી માવડી કૈં લાડ ઓર લડાવતી,
મુજ લાડઘેલા કોડ હેતે માત પૂરા પાડતી.

કૈં મન્દ મન્દ સુધીર શીતલ સમીર મુજને ઢાળતી,
સુન્દર અને સૌરભભર્યાં સુમનો થકી આહ્લાદતી;
મીઠા મૃદુ સંગીતથી હૈયું હળુ હીંચાવતી,
નિજ કાન્ત કોમળ રૂપથી રસ ઉરમાં ઉભરાવતી.

વ્યાપી રહ્યા વિભુરૂપ જે આ સૃષ્ટિના સર્વાંગમાં,
ઝાંખી કરી તે તાતની હું વિહરતો ઉલ્લાસમાં;
એ પુરૂષ ને પ્રકૃતિતણું સોહાગી સોહે જોડલું,
એ માતતાતની શીળી છાંયે વિલસતો વિકસું જ હું.

મહાબળેશ્વર
૧૨-૧૨-૧૯૧૦

વસન્ત, સં. ૧૯૬૭, પૌષ
પૃ. ૫૩૮

# પ્રેમની ફિલસુફી[1]

( હરિગીત–ભૈરવી ગઝલ )

ઝરણાં ભળે નદીમાં જઇ, નદીઓ તથૈવ સમુદ્રમાં,
સમીરો ભળંતા સ્વર્ગના કૈં મીઠી ઊર્મિથી સદા;
ના એકલું કો સૃષ્ટિમાં : સ્વર્ગીય કો કાનૂનથી
સહુ એક બીજામાં ભળે,—તો કેમ હું તુંમાં નહીં ?

ગિરિઓ ચુમે ઉંચું વ્યોમ જો ! મોજાં પરસ્પર ભેટતાં,
માફી મળે ના પુષ્પને જો બંધુને તરછોડતાં;
સૂર્યકર ભેટે ભૂમિ, ચંદ્રપ્રભા ઉદધિ ચુમે :
શા કામનાં એ ચુમ્બનો સૌ, જો મ્હને તું ના ચુમે ?

શુક્ર, મધ્યાહ્ન
૯-૬-૧૯૧૧
નાગરવાડા–નડિઆદ

વસન્ત, સં. ૧૯૬૭, વૈશાખ, પૃ. ૧૪૮
સ્નેહાંકુર, ૧૯૧૪, પૃ. ૧૭

---

૧ શેલીના "Love's Philosophy" ઉપરથી

# સોનીડાને

( માઢ )

ઘાટ ઘડજે રૂડી પેર, સોનીડા ! ઘડજે રૂડી પેર;
મુજ પિયુ પધારે ઘેર, સોનીડા ! ઘડજે રૂડી પેર.

ધાર્યાં ન સારાં વસ્ત્રાભૂષણ પિયુ ગયે પરદેશ, *
પ્હેરૂં હોંસે હોંસે હું હવે કે પ્રસન્ન થાયે પ્રાણેશ. સોનીડા૦

સૌન્દર્ય ને સૌભાગ્ય સફલ જો હોયે ભોગવનાર,
બળ્યું એ પ્હેરવું ઓઢવું જો પાસે ન પ્રાણાધાર. સોનીડા૦

હોંસિલી હું છું પ્હેરનારી હોંસીલા મુજ જોનાર,
હોંસે હોંસે તુંયે ઘાટ જ ઘડજે નકસી નમૂનેદાર. સોનીડા૦

કેમ વધાવું મુજ વ્હાલાને? શું શું કરૂં? એમ થાય,
જે જે કરૂં તે ઓછું લાગે, ના મુજ હૈયું ધરાય. સોનીડા૦

સ્નેહ જ છે જીવન સ્નેહીનું, સ્નેહ ત્હેનો સંસાર,
સ્વર્ગ જ સાચું સ્નેહીજનોનું, સ્નેહીતણો સહવાસ. સોનીડા૦

નડિઆદ, ૧૦-૭-૧૯૧૧
સોમ, મધ્યાહ્ન

સ્નેહાંકુર, ૧૯૧૪, પૃ. ૧૪

---

* સરખાવો : क्रीडां शरीरसंस्कारं समाजोत्सवदर्शनम् ।
हास्यं परगृहे यानं त्यजेत्प्रोषितभर्तृका ॥

# અમ્હેં તો સ્નેહતણા યોગી.

અમ્હેં તો સ્નેહતણા યોગી, અમ્હેં તો સ્નેહતણા યોગી;
તમ્હેં છો દેહતણા ભોગી, તમ્હેં છો દેહતણા ભોગી.

અમ્હેં તો સ્નેહલગ્નમાં મગ્ન,
તમ્હારાં સગવડનાં રૂઢિલગ્ન;
અમ્હારો અંતરમાં અનુરાગ
તમ્હારો બાહ્યમહીં જ વિલાસ.

અમ્હેં તો સ્નેહતણા યોગી, અમ્હેં તો સ્નેહતણા યોગી;
તમ્હેં છો દેહતણા ભોગી, તમ્હેં છો દેહતણા ભોગી.

અમ્હેં તો સ્નેહયજ્ઞયજમાન,
તમ્હેં છો સ્વાર્થપ્રાર્થી મહેમાન;
અમ્હારા અભેદપન્થ પ્રવાસ,
તમ્હારા જુદાઇમાં જ વિલાસ.

અમ્હેં તો સ્નેહતણા ભોગી, અમ્હેં તો સ્નેહતણા ભોગી;
તમ્હેં છો દેહતણા ભોગી, તમ્હેં છો દેહતણા ભોગી.

અમોને લાગ્યું સ્નેહનું તાન,
તમોને સ્વાર્થ વિના નહીં ભાન,
અમ્હેં તો સ્નેહોદધિનાં મીન,
તમ્હેં છો વિષયપંક તલ્લીન.

અમ્હેં તો સ્નેહતણા યોગી, અમ્હેં તો સ્નેહતણા યોગી,
તમ્હેં છો દેહતણા ભોગી, તમ્હેં છો દેહતણા ભોગી.

અમ્હેં તો સૂક્ષ્મ થકી રીઝનાર,
તમ્હેં છો સ્થૂલ મહીં રમનાર;
અમ્હેં ઉંચા ગગને ઉડનાર,
તમ્હેં છો ધરતી પર ફરનાર.

અમ્હેં તો સ્નેહતણા યોગી, અમ્હેં તો સ્નેહતણા યોગી,
તમ્હેં છો દેહતણા ભોગી, તમ્હેં છો દેહતણા ભોગી.

સ્નેહમય સ્વયંભૂને દરબાર,
સ્નેહમય સર્વે એકાકાર;
ત્યાં સ્નેહસિંધુ ઉછળન્ત,
તહીં આ બિન્દુ ભળંત.

અમ્હેં તો સ્નેહતણા યોગી, અમ્હેં તો સ્નેહતણા યોગી,
તમ્હેં છો દેહતણા ભોગી, તમ્હેં છો દેહતણા ભોગી.

મુંબાઇ, ગિરગામ
૧૦-૮-૧૯૧૧

વસન્ત, આષાઢ, સં. ૧૯૬૭, પૃ. ૨૪૮
સ્નેહાંકુર, ૧૯૧૪, પૃ. ૧૫

પોતાની પવિત્ર ઉન્નત ભૂમિકાએથી સ્નેહયોગીઓનો સમૂહ ધૂનમાં ગાતો હોય અને સંસારી જનોને સંબોધતો હોય, એવી સ્થિતિનું પ્રતિબિમ્બ આલેખવાનો આ પ્રયાસ છે.

# સૃષ્ટિસંદર્શન

( હરિગીત )

સૃષ્ટિતણું સૌન્દર્ય ને વળી જોઈ ત્હેની ભવ્યતા,
ઉરસાગરે કૈં ઊર્મિઓ આજે ઉછાળા મારતી, *
ક્ષુબ્ધ ક્ષણમાં, સ્તબ્ધ ક્ષણમાં, આજ ઉર થઇ જાય છે,
સમજું નહીં, સમજું નહીં, અન્તરમહીં કંઈ થાય છે.

સમજું નહીં જો, બન્ધુ ! તો સમજાવી કેમ શકાય એ ?
જાતે જ જે સમજે ન તે શું અન્યને સમજાવશે ?
દિલ બ્હાર નીકળવા ચહે, પણ દ્વાર તો જડતાં નથી,
પ્રભુ, જો દીધી ત્હેં લાગણી તો વાણી કાં દીધી નહીં ?

જે જે અનુભવ થાય છે ઉરમાં સહુ શમી જાય તે,
ના દિવ્ય દૃશ્યો દેખતાં આ દિલ લેશ ધરાય છે;
બસ, એમ ચાહે દિલ કે જોયાં કરૂં, જોયા કરૂં,
જોયાં કરૂં, મોહ્યા કરૂં, ઝીણું ઝીણું ગાયાં કરૂં.

સોલાપુર
૧૨-૯-૧૯૧૧ ગુજરાતી, સં. ૧૯૬૭, દીવાળી અંક, સન ૧૯૧૧
મંગળ. મધ્યાહ્ન પૃ. ૧૫

* "ઉરસાગરે કૈં કૈં તરંગો જોસમાં ઉછળી રહ્યા."
"ગુજરાતી" અંકમાં આ પંક્તિ આમ પ્રકટ થઇ છે.

# આગળ વધો, આગળ વધો, પાછળ પડો ના, આર્યજો

( હરિગીત )

કૈં કૈં તરંગપરમ્પરા સર્વત્ર ક્ષોભ પ્રસારતી,
કૈં કૈં પ્રયોગો અવનવા આલમ બધી અજમાવતી;
કૈં કૈં નવી પ્રવૃત્તિઓ ચેતન નવીન જગાવતી,
કૈં કૈં પ્રજાઓ પ્રગતિમાર્ગે યત્નથી જ વધ્યા જતી.

“આગળ વધો, આગળ વધો,”–સૃષ્ટિ સહુ પોકારતી,
ભારતભૂમિની સંતતિ, હા! હોય આંખો ચોળતી;
વિકાસક્રમ, બન્ધુ! અહો, વિનાશક્રમ અળગો કરી,
દુનિયાં સહુ દોડયાં કરે, ઘોર્યા કરીશું ક્યાં સુધી?

નિવૃત્તિ કેરા નામથી આલસ્ય ક્યાં સુધી પોષશું?
વૈરાગ્ય બ્હાને ક્યાં સુધી, હા! સ્નેહઝરણાં શોષશું?
ધર્મનામી ઢોંગ સઘળા ક્યાં સુધી ય મચાવશું?
સાચાં સનાતન શુદ્ધ સત્યો, બન્ધુ! ક્યારે સાધશું?

વાતો કરી વર્ષો સુધી વસુધાકુટુમ્બતણી ઘણી,
ભેદોપભેદો કરી કરી ગૂંથી જ જ્ઞાતિભુલામણી;
સૈકાંસુધી સુણ્યાં કર્યાં અદ્વૈતમંત્રો, હિન્દુઓ!
સમુદાયજીવન સાધવા પુરુષાર્થ કૈં કૈં આદરો.

મુક્તિપૂજક ધન્ય જીવો ! બન્ધનોમાં કાં સડો ?
તોડો તમ્હેં, તોડો સહુ નિજ સત્વશોષક બન્ધનો.
મુક્તિમહીં, હા ! મ્હાલતાં પ્રગતિતણા પન્થે પળો,
આગળ વધો, આગળ વધો, પાછળ પડો ના, આર્યજો.

**સં**વત ૧૯૬૮ના **ન**વા **વ**ર્ષ નિમિત્ત

૧૯૧૧

[ **વિ**ક્રમ સંવત્ ૧૯૬૮ના બેસતા વર્ષને દિવસે સ્નેહીઓને આ કાવ્ય મોકલેલું. કોઇ અન્ય સ્થળે છપાવેલું હોય તો ત્હેનો પત્તો નથી. આ સ્નેહીઓમાંથી બે જણાઓની ઉપર આ સન્દેશની એટલી અસર થઇ કે તેઓએ અલગ અલગ, એ જ હરિગીતમાં, એના પદ્યમય પ્રત્યુત્તર મોકલ્યા. એક તો એ જ મુરબ્બી, હાલ સદ્દગત કૃષ્ણશંકર **હી**રાશંકર **પં**ડ્યા, જેમને વિષે પહેલાં પૃષ્ઠ ૧૪ ઉપર પણ આવા જ પ્રકારનો ઉલ્લેખ થયેલો છે, ને જેમનો ઉત્તર એવો સરસ છે કે તે અત્ર નીચે આપવો એ યોગ્ય લાગ્યું છે. બીજો ઉત્તર સમવયસ્ક રા. રા. **મૂ**ળશંકર **મા**ણેકલાલ **યા**જ્ઞિકનો છે, જે ભાઇએ આજે થોડાંક **સં**સ્કૃત નાટકો વગેરે લખવાનો યશ પ્રાપ્ત કરેલો છે. – **કા.** ]

રા. રા. કૃષ્ણશંકર હીરાશંકર પંડ્યાનો ઉત્તર :

## સૃષ્ટિનિયમને જોઇને ડાહ્યા બનો, શિદને રૂઓ ?

(હરિગીત)

છોને પ્રવૃત્તિ ને પ્રયોગો અવનવા થાયે બધે,
છોને પ્રજાઓ અન્ય સર્વે યત્નથી નિત્યે વધે,
વારો અમારો વહી ગયો, હવે આવીયો છે એમનો,
સૃષ્ટિનિયમને જોઇને ડાહ્યા બનો, શિદને રૂઓ ?

આગળ વધારો ભાઇ છે પાછા જવાનું ચિહ્ન એ,
આગળ વધે તો એ સદા ત્યાંનો ત્યહાં રવિ તો દિસે;
આબાલ્યથી વધતું શરીર જરાસમે બાળક બને.
આગળ વધ્યા તે તો હવે પાછળ ગયા આજે અમે.

પાછળ હતા તે અગ્ર છે એ નિયમ અમને તો ગમે,
આગળ હવે વધવાતણો થાતો સમય જુઓ તમે;
ધીરજ ધરો, કારજ કરો, જે ઉન્નમે તે અવનમે,
પ્રવૃત્તિ ને નિવૃત્તિ પર્યાય બને, કયમ મન ભમે ?

નિવૃત્તિને આળસ કહી અજ્ઞાન શાને દાખવો ?
હિમ્મત અને વિવેકથી સદસત તણો રસ ચાખવો.
આરામથી બળ નવીન મળશે કીર્તિજંગ જગાવશું,
સાચાં સનાતન શુદ્ધ કાર્યો, બન્ધુ ! ત્યારે બનાવશું.

વસુધાકુટુમ્બની વાત ને અદ્વૈતમન્ત્રોને સુણી,
વળી બન્ધનો ને વિવિધ રીતની જ્ઞાતિભેદભુલામણી,
જોઇ, ન બન્ધુ ! ખિન્ન થાઓ, ચિહ્ન એ આરામનાં
ઉડી જશે ને વાગશે વાદિંત્ર ઉદ્યમરામનાં.

નાગરઉદય, જાન્યુઆરી, ૧૯૧૨, પૃ. ૬

રા. રા. મૂળશંકર માણેકલાલ યાજ્ઞિકનો પ્રત્યુત્તર :

આગળ વધો, આગળ વધો, એ મન્ત્ર સર્વોત્તમ ગણો,
આગળ વધ્યામાં લાભ છે. હાનિ નથી એવું ભણો.

પણ ઉત્સાહથી આગળ વધી પાછળ પડેલા બન્ધુને,
દૃઢ બાંધી નિર્મલ સ્નેહપાશે, ખેંચી લાવીને કને,

સીંચી અમીરસ સ્નેહનો, હીંચો હીંડોળે પ્રેમને,
સર્વાત્મદષ્ટિ રાખીને પ્રીતિથી સેવો તેમને.

આગળ વધે તે તો ખરા આગળ વધેલા માનવા,
બીજા સઉ સ્વાર્થીજીવનમાં મસ્ત બનતા જાણવા.

આગળ વધો તો આમ વધજો, તાડ સમ વધશો નહીં,
નાજૂક કોમળ વેલી બાળકવૃક્ષ સહ આગળ વધો.

નાગરઉદય : જાન્યુઆરી, ૧૯૧૨, પૃ. ૭

# બ્હેન ! કાંઇ દયા કરો, દયા કરો

( દુષ્કાળનિવારણને માટે એક અરજ )

લાગે લાગે દાવાગ્નિ સહુ પાસ રે, બ્હેન ! કાંઈ દયા કરો, દયા કરો.
ભાગે ભાગે પામી જીવ ત્રાસ રે, બ્હેન૦
હાયે ! હાયે ! થાયે સહુ હેરાન રે, બ્હેન૦
થાયે થાયે ઉદ્યાનો વેરાન રે, બ્હેન૦

પ્રસરે પ્રસરે વેગથી અસહ્ય દવની ઝાળ,
સળગે સળગે સૃષ્ટિ શું ? –પડતી ઊંડી ફાળ.

આવે આવે એ દૈત્ય દુકાળ રે, બ્હેન૦
ત્રાસે ત્રાસે, હા ! રાંક પ્રભુબાળ રે. બ્હેન૦
કુંળી કૈં કૈં કળી કરમાય રે, બ્હેન૦
લીલી કૈં કૈં વેલો ચીમળાય રે. બ્હેન૦

હતી નહતી ક્ષણમાં થતી સુંદર સૃષ્ટિ, હાય !
સાધનહીન કૈં પ્રાણીઓ આકુળવ્યાકળ થાય.

વસ્ત્રહીણાંનાં અંગ તમ્હે ઢાંકો રે, બ્હેન૦
ઘરહીણાંને આશરો આપો રે. બ્હેન૦
ધનહીણાંનાં દારિદ્ર ફેડો રે, બ્હેન૦
રસહીણાં હૈયામાં રસ રેડો રે. બ્હેન૦

પ્રભુથી પામ્યાં જે દયા દેજો ત્હેનું દાન,
ભૂખ્યાં તરસ્યાં તરફડે કૈંક પ્રભુસન્તાન.

ભૂખ્યાંતરસ્યાંને અન્નજળ આપો રે, બ્હેન૦
દુઃખિયારાંનાં દુઃખ સૌ કાપો રે, બ્હેન૦
નિરાધારનાં આધાર થઈ રહેજો રે, બ્હેન૦
ઊંડી અન્તરની આશિસ્ લેજો રે, બ્હેન૦

વિશ્વતણી સેવા અને વિશ્વતણો ઉદ્ધાર,
સર્વ ધર્મનો મર્મ એ–સર્વ શાસ્ત્રનો સાર.

સ્ત્રીઓ દયાતણા ભંડાર રે, બ્હેન૦
સ્ત્રીઓ દૈવી દયા સાકાર રે, બ્હેન૦
સિંચો સિંચો સુધારસસેર રે, બ્હેન૦
થાશે થાશે રૂડી લીલા લ્હેર રે. બ્હેન૦

૪-૧૧-૧૯૧૧
શુક્ર, સ્હવાર

સુન્દરીસુબોધ, ફેબ્રુઆરી, ૧૯૧૨
પૃ. ૨૨૬

## સનાતન શોધ

( હરિગીત )

કૈં કૈં નવી નવી કલ્પના નવચિન્તકો ઉપજાવતા,
કૈં કૈં પ્રયોગપરમ્પરા અન્વેષકો અજમાવતા;
કૈં કૈં પ્રકારે ફિલ્સુફો શોધે સનાતન સત્યને,
ત્હોયે રહસ્ય જ સૃષ્ટિનું હજી ના જડે–ના, ના જડે,
સૈકાંથકી ઉભાં રહ્યાં અતિભવ્ય કૈં કૈં મન્દિરો,
દર્શાવવાને માર્ગ, તે પણ ક્યાં જતો ? જાણે ન કો;
મંત્રો અને વાદો તણા યુગ કૈં ગયા–કૈં જાય છે,
ત્હોયે રહસ્ય જ સૃષ્ટિનું હજી ગૂઢ છે, હા ગૂઢ છે.
છોને હજારો સંપ્રદાયો સત્યને દાવો કરે,
છો આગ્રહી મતવાદીઓ કમ્મર કસી કલહો કરે;
શું બૂમ પાડી બોલવાથી સત્ય પાસે આવશે ?
ના, ના, રહસ્યનું જ્ઞાન તો હજી દૂર છે–હા, દૂર છે.
'સિદ્ધિ રહસ્યની દૂર છે' – માટે નિરાશી મા થજે,
દીધું સનાતન શોધમાં જે જીવન તે ચરિતાર્થ છે;
અર્પી સુમન કૈં સત્યભક્તો સુમન–સંચય સંગ્રહે,
હો બન્ધુ ! તું યે પુષ્પપાખંડી અર્પજે, કૈં અર્પજે.

ગિરગામ–મુંબઇ
૫-૧૧-૧૯૧૧

વસન્ત, સં. ૧૯૬૮, કાર્તિક; પૃ. ૪૩૩

["વસન્ત" માં છેલ્લી, ચોથી કડીની, ચાર પંક્તિઓ નથી : પાછળથી ઉમેરાઇ હશે. પણ ફુટનોટમાં એક –સુંદર અંગ્રેજી અવતરણ છે :–

"A hundred years of towering fanes
To show the Road–yet none know where it leads !
Ten thousand years of formulas and creeds–
And still the secret of the world remains." કાં.]

# "હરિગીત પંચદશી" અર્પણ

(હરિગીત)

ના, હરિતણાં કૈં ગીત આમાં બન્ધુ હો ! ગાયાં નથી,
'હરિગીત પંચદશી' છતાં સંયોજી આ પદ્યાવલી;
જાણું ન 'છે હરિ કે નહિ?' 'જો હોય તો કેવા હશે?'
જાણું નહિ હરિના વિષે તો ગીત ગાઉં શી રીતે !

પણ, બન્ધુ હો ! ઉરસાગરે કૈં ઊર્મિઓ ઉછળ્યાં કરે,
સમજું નહિ હજી હું કંઇ, ત્હોયે ત્હને કહેવી ગમે;
જો બન્ધુના ઉરકથનમાં કૈં રસ ત્હને પડતો કદી,
તો ઊર્મિઓ મુજ ઉરની હરિગીતમાં જો આ રહી.

રસ નથી – ના ભાવના – ના કલ્પના – છે ના કલા;
છે માત્ર, બન્ધુ ! આ સહુ સાદા હ્રદયના ઉભરા;
દિલ ખુલે દિલ પાસ એ ક્ષણ ધન્ય શું ના જીવનની ?
એ ધન્ય ક્ષણના લ્હાવની સામગ્રી નમ્ર રજુ કરી.

૧૯૧૧

[ આ કાવ્યને વિષે એમની નોટબુકમાં એવી નોંધ છે કે "હરિગીત પંચદશી" ના મથાળાથી પંદર હરિગીત છપાવવાનો વિચાર છે. ત્હે માટે આ અર્પણ છે." મ્હને યાદ આવે છે કે "ત્હમે તો હરિગીતો લખ્યાં કરો છો" એવી એમની મશ્કરીઓ અમારા મિત્રમંડળમાં વારંવ

થતી. જો કે હરિગીત લખવામાં એમનો હાથ સારો બેઠો છે એમ પણ અમારૂં માનવું હતું. પોતાનાં સૌ હરિગીતો પ્રકટ કરવાનો વિચાર ચન્દ્રશંકરે પ્રકટ પણ કર્યો હતો: ને ત્હેની તૈયારી રૂપે આ અર્પણ પણ લખી નાખ્યું હશે. પાછળથી આ વિચારે જૂદું રૂપ લીધું ને કાવ્યના છન્દને બદલે વિષયને પ્રધાન ગણીને એમણે ૧૯૧૪ માં "**સ્ને**હાંકુર" નામથી "એક કાવ્યસંગ્રહ" પ્રકટ કર્યો. તેમાં પચીસ કાવ્યોનો સમાવેશ કર્યો. એના મુખપૃષ્ઠ ઉપર "નવીન વર્ષના અભિનન્દન સહિત ઉપહાર" એમ છાપેલું હતું—જો કે અંદર "મૂલ્ય રૂ. ૦–૨–૦" એમ પણ છાપ્યું હતું. એ "**સ્ને**હાંકુર" ના "આદિવચન" ના અન્તમાં, પ્રસ્તુત કાવ્યની છેલ્લી આઠ લીટીઓ મૂકી હતી. એ "આદિવચન" ની તારીખ ૨-૩-૧૯૧૪ છે, પરંતુ આ કાવ્ય ઘણું વ્હેલું, સન ૧૯૧૧ માં લખાયલું હતું. તેથી એને અહીં આપ્યું છે. એમના કાવ્યઝરણની ઉપર એમના જ શબ્દોમાં સુન્દર માર્મિક પ્રકાશ નાખતી આ પંક્તિઓ બેશક સત્કારાશે. - કા.]

## મુજ દેશબન્ધુને

### અરે મુજ દેશબન્ધુ હો ! ન શું સૌ આપણે ભ્રાતા ?

અરે મુજ દેશબન્ધુ હો ! ન શું હિન્દ આપણી માતા ?
ભુલી ભેદોપભેદો તો નહિં કાં એક સૌ થાતા ?

ભલે બંગાળી—પંજાબી ! ભલે તૈલંગી—મદ્રાસી !
ભલે દક્ષિણી—ગુજરાતી ! ન શું સૌ હિન્દના વાસી ?

ભલે હો હિન્દુ—મુસલ્માન ! ભલે હો પારસી-કીરસ્તાન !
પરંતુ, બન્ધુ ! એ સૌ યે નહીં શું હિન્દના સંતાન ?

સુધારક કે રૂઢિરક્ષક ! ભલે મિતવાદી કે ઉદ્દામ,
રુચે જે તે ભલે હોયે ! – જુદાઈ તેથી શાને આમ ?

સહુ હિન્દીની રગમાં શું ન લોહી હિન્દનું વ્હેતું ?
જરૂર સંતાન ભારતનાં સહુ આપણ છિયે; બન્ધુ !

મુંબાઇ
૧૮-૧૧-૧૯૧૧ પ્રજાબન્ધુ, કોરોનેશન અંક, ૧૯૧૨

## મંગલ

( અનુષ્ટુપ )

વિશ્વની આદ્ય શક્તિનાં નરનારી સ્વરૂપને
હાટકેશામ્બિકા નામે બાલ નાગરનાં નમે.

—०—

## નાગરત્વ

( વંશસ્થ )

રહી પ્રજાના શિરભાગમાં સદા
પ્રજાતણું સાધવું શ્રેય સર્વથા;
વિશુદ્ધ એ સાર જ નાગરત્વનો
લહો અને શુદ્ધ જ નાગરો બનો !

—*—

## શ્રી "નાગર-ઉદય"

( હરિગીત )

નડિયાદ નાગરજ્ઞાતિની ખ્યાતિ રહી જે જળહળી,
સ્થાયી રહે તે, વિસ્તરે તે, દિવ્ય ચેતન પ્રેરતી;
એ ખ્યાતિ કેરાં વારસો ડંકો દિગન્ત બજાવશે:
"નાગર-ઉદય" ધરશે સદા-શુભ આશ એ, વિશ્વાસ એ.

નાગર-ઉદય, જાન્યુઆરી, ૧૯૧૨ પૃ. ૧

[ "નાગર-ઉદય" એ નડિઆદના નાગરવાડાનું એક હસ્તલિખિત માસિક પત્ર હતું -કા.]

## આઠ અનુષ્ટુપ

### દેશભક્તિ

અર્ધા શ્લોકમાં કહું છું, લખાતું કોટિ લેખમાં :
અર્વાચીન યુગે ધર્મ સમાયો દેશભક્તિમાં.

### પ્રેમસત્ત્વ

લહીને પ્રેમનું સત્ત્વ, બની તન્મય, બન્ધુઓ !
પ્રસારી પ્રેમને જ્યાં ત્યાં, ઉન્નતિ સર્વની કરો.

### નવજીવન

નવું જીવન વર્ષે છે, બનીને પાત્ર ઝીલજો,
ઝીલી દિવ્ય સુધાધારા, લ્હાણું સર્વત્ર વ્હેંચજો.

### પ્રગતિમંત્ર

પ્રગતિ પામવા અર્થે સાધજો બન્ધુ! એકતા;
એકતા સાધવા માટે રાખજો ધૈર્ય ને ક્ષમા.

### આન્તરએકતા

દેખીતા સર્વ ભેદોમાં છુપાઇ દિવ્ય એકતા;
ભલે હો બ્હારથી જુદા—અન્તરે એક તો હજો.

### જીવનન્યાસ

જીંદગી આ જ સોંપી છે દયાલુ પરમેશ્વરે,
કરવા પ્રાણીની સેવા સ્નેહ ને સ્વાર્થત્યાગથી.

### જીવનસાફલ્ય

જેના જીવ્યાથી જીવે છે જીવ કૈં પૃથ્વીને વિષે,
ત્હેનું જીવ્યું ખરૂં જાણો—આત્માર્થે કોણ ના જીવે ?

### જીવનમંત્ર

કરી સારૂં યથાશક્તિ પોતાનું પરનું તથા,
સમર્પી પ્રભુને કર્મો, વિહરો સુખશાન્તિમાં.

સમાલોચક ઑકટોબર, ૧૯૧૬; પૃ. ૪૩૨; છેલ્લા પાંચ
નાગર–ઉદય, જાન્યુઆરી, ૧૯૧૨ માં પણ પ્રકટ થયેલ

# અવકાશ છે, અવકાશ છે, શુભને સદા અવકાશ છે

(હરિગીત)

છોને સનાતન પ્રશ્ન કૈં દિઙ્મૂઢ તુજ દિલને કરે,
છો વર્તમાનની ગ્રન્થિઓ તુજ ઉરને ગુંચવ્યા કરે,
છો હોળીઓ વ્યવહારની જંજાળની સળગ્યાં કરે,
તું સેવજે, બન્ધુ! તથાપિ સર્વદા શુભ શાન્તિને.

છોને પ્રલોભન પાશ કૈં મીઠા મનોહર પાથરે,
છોને નિરંકુશ નિન્દકો નિન્દા સદૈવ કર્યાં કરે,
છોને અચિન્તિત અન્તરાયો રોધતા તુજ પન્થને,
તું ધારજે, બન્ધુ! તથાપિ નિત્ય નિશ્ચલ ધૈર્યને.

શાને થવા દે વ્યાપ્ત તું શોકાભ્રથી ઉરવ્યોમને?
શાને નિરાશાગ્રસ્ત થૈ વિશ્વાસ તું મૂકયાં કરે?
જોને શુભાશયી ચિત્તને દેવી ઉભી કૈં આશા દે
"અવકાશ છે, અવકાશ છે, શુભને સદા અવકાશ છે."

સાન્તાક્રુઝ
૮-૩-૧૯૧૨
શુક્ર, સાયંકાલ

સાંજવર્તમાન, પટેટી અંક

# સ્નેહસિંચન

( માઢ )

સિંચ સુધારસસેર સ્નેહની, સિંચ સુધારસસેર,
પ્રણયપયોધર પ્રેર પ્રભુ હો! પ્રણયપયોધર પ્રેર.

સ્વાર્થસૂકા સંસારમાં, હા! સ્નેહતણો દુષ્કાળ,
રસતરસ્યાં અહીં તરફડે કૈં વ્હીલાં, પ્રભુ! તુજ બાળ.

સ્નેહની૰

સ્નેહસિંચનથી શુષ્ક જીવન કૈં થાશે રસતરબોળ,
રસસરિતામાં સ્નાન કરંતાં કરશે એ કલ્લોલ.

સ્નેહની૰

વ્હેશે પ્રવાહો રસસરિતાના સ્વાર્થસૂકે સંસાર,
શુષ્ક સૃષ્ટિ સહુ સુન્દર થાશે લીલી લીલી કુંજાર.

સ્નેહની૰

સોલાપુર — ગુજરાતી, દીવાળી અંક, સં. ૧૯૬૮, ૧૯૧૨, પૃ. ૨૩
૨૮-૭-૧૯૧૨ — સ્નેહાંકુર, ૧૯૧૪, પૃ. ૧૮
રવિ, રાત્રિના બાર

# જ્યાં સ્નેહ ત્યાં સર્વસ્વ છે

(એક મનોદશા)

(હરિગીત)

લેતો હતો આરામ હું, પાસે પ્રિયા બેઠી હતી,
કૈં ઊર્મિઓ ઉરની મીઠી ધીમે ધીમે કહેતી હતી;
મુજ ઉરના યે ઉભરા આનન્દથી ઝીલતી હતી,
લ્હાવા અનેરા જીવનના લેતી હતી—દેતી હતી.

સદ્ભાગ્ય શું આથી વધુ આ વિશ્વમાં બીજું હશે ?
સાફલ્ય શું આ જીંદગીનું સ્નેહસુખમાં ના વસે ?
આજે, અહો ! આનન્દમય મન ધન્યતા શી અનુભવે !
સદ્ભાગ્ય છે, સાફલ્ય છે,—જ્યાં સ્નેહ ત્યાં સર્વસ્વ છે.

સોલાપુર
૩-૮-૧૯૧૨

સુહાંજ વર્તમાન, પતેટી અંક; સ્નેહાંકુર, ૧૯૧૪, પૃ. ૧૯

# વિસ્મૃતિવશ મન્દિરો *

(હરિગીત)

મ્હેં પ્રશ્ન પૂછ્યો કાળને : "આ મન્દિરો કોનાં હશે ?
–તુજ સર્વભક્ષી શક્તિની જે આમ અવગણના કરે ?
જો તુજ સનાતન ગ્રન્થ, જે ઇતિહાસ સર્વ સમાવતો.'–
કરીને ઉપેક્ષા પ્રશ્નની, હા ! કાળ તો ચાલ્યો ગયો.

મ્હેં પ્રશ્ન પૂછ્યો કીર્તિને : "આ મન્દિરો કોનાં હશે ?
નિજ સ્વામીના મહિમાતણી કૈં કૈં કથા જે સૂચવે ?
ક્ષણિકને સ્થાયી કરે તુજ ફૂંક તો જાદૂભરી"—
દીધો ન ઉત્તર : મૌન ધારી, કીર્તિ પણ ચાલી ગઇ.

ઉભી હતી ત્યાં વિસ્મૃતિ અભિમાનની મૂર્તિ સમી,
"આ મન્દિરો કોનાં હશે ?" મ્હેં પ્રશ્ન પૂછ્યો વિનયથી.
"પરવા ન છે ત્હેની મ્હને; બસ, જાણું હું તો એ જ કે
છે હાલ એ સૌ મન્દિરો મ્હારાં જ, હા ! મ્હારાં જ છે."

સોલાપુર
૨૨-૮-૧૯૧૨ — વસન્ત, સં. ૧૯૬૯, કાર્તિક; પૃ. ૫૫૪
ગુરુ, મધ્યરાત્રિ

---

* બિજાપુરમાં ભવ્ય મન્દિરોને વિસ્મૃતિવશ થયેલાં જોઇને ઉદ્‌ભવેલી વૃત્તિનું આ કાવ્ય પરિણામ છે. એક વખતે દક્ષિણના આદિલશાહી વંશની રાજધાની તરીકે જાહોજલાલી ભોગવતા બિજાપુરની ભવ્ય ઇમારતો જોઇને પાછા ફરતાં એક અંગ્રેજ સહપ્રવાસીના હાથમાં "ગાઇડ ટુ બિજાપુર" નામનું પુસ્તક જોયું. તે પુસ્તકના પ્રારંભમાં એક અંગ્રેજી કાવ્ય હતું. ત્હેના ત્વરિત વાચને મન ઉપર પાડેલા સંસ્કાર પુનઃ જાગૃત થતાં આ કાવ્ય રચાયું. મનુષ્યોની માફક મન્દિરોને પણ વારાફેરા હોય છે.

# સેવાતણા સ્વીકારની આશા ન શોભે સ્નેહને.

(હરિગીત)

"દુનિયાતણાં દુઃખ દારવા કૈં કૈં પ્રયાસો આદર્યા,
રે! બેકદર દુનિયા છતાં કરતી જરી દરકાર ના;
શાને, અરે! અજ્ઞાન જન સેવા ન મુજ સ્વીકારતા?
શાને હશે વ્યાપી રહી દુનિયા મહીં અકૃતજ્ઞતા?"

ફરિયાદ એ, બન્ધુ! કદી અધીરો બની કરતો નહીં,
માને ન શું કૃતકૃત્યતા સેવેચ્છુ જન સેવા મહીં?
નાદાન બાળક માતના શુભ આશયો સમજે નહીં,
શું વ્હાલસોયી માત તેથી બાળને તરછોડતી?

દુઃખાન્ધ દર્દી નિજ હિતૈષી વૈદ્યને તો ગાળ દે,
શું ધર્મપ્રેમી વૈદ્ય તેથી દર્દીને મરવા દિયે!
નિષ્કામ સેવા સ્નેહમય, બન્ધુ! સદૈવ કર્યાં જજે,
સેવાતણા સ્વીકારની આશા ન શોભે સ્નેહને.

સાન્તાક્રુઝ
૨૫-૯-૧૯૧૨

વસન્ત, આશ્વિન ૧૯૬૮, પૃ. ૫૦૧
સ્નેહાંકુર, ૧૯૧૪, પૃ. ૨૧

## નમ્ર સ્નેહસેવા

(હરિગીત)

લાખખોતણાં દાનોથકી ના દીનતા ફેડી કદી,
પદવીતણી પ્રભુતા થકી ના લોકતંત્ર વહ્યું કદી;
પ્રતિભાતણા પ્રદ્યોતથી ના જ્યોતિ નવ પ્રકટ્યું કદી,
વાણીતણા ચૈતન્યથી ના જીવન નવ પ્રેર્યું કદી.

એવી મહાસિદ્ધિ થકી ના જીવન ભવ્ય બન્યું કદી,
માટે ઘટે શું માનવી, હો બન્ધુ! નિષ્ફલ જીંદગી?
જે નમ્ર માનવભાંડુની ત્હેં સ્નેહમય સેવા કરી,
હોશે પ્રભુદરબારમાં ના સ્થાન શું ત્હેને કંઈ?

લાખખોતણાં દાનોથકી જો દીનતા ફેડી કદી,
પદવીતણી પ્રભુતા થકી જો લોકતંત્ર વહ્યું કદી,
પ્રતિભાતણા પ્રદ્યોતથી જો જ્યોતિ નવ પ્રકટ્યું કદી,
વાણીતણા ચૈતન્યથી ચૈતન્ય નવ રેડ્યું કદી;

ત્હોયે પ્રભુના પ્રેમથી કંઈ નમ્ર સેવા ના કરી,
નિશ્ચે પ્રભુદરબારમાં ના સ્થાન છે ત્હેને કંઈ.

**સાન્તાક્રુઝ**
૧૮-૧૦-૧૯૧૨
**શુક્ર**, સવાર

સ્નેહાંકુર, ૧૯૧૪, પૃ. ૨૦

## નૂતનવર્ષાભિનંદન

(અનુષ્ટુપ)

અખંડ કાલના ખંડો 'વર્ષ' નામી કર્યા જને,
ખંડ એક પૂરો થાતાં, ખંડ બીજો શરૂ થશે.

જૂના દોષો, જૂનાં દુઃખો, નાખી વિસ્મૃતિગર્તમાં,
આરંભો આ નવું વર્ષ આનન્દે નવ આશમાં.

સંવત ૧૯૬૯, નવું વર્ષ
૧૯૧૨

# જાતાં સ્વજન

(હરિગીત)

“છાનો રહે! છાનો રહે! રોયા થકી કૈં ના વળે;
થાનાર થાવાનું જ: તો તું આમ કાં રોયાં કરે?”
ના, ના! ન, બન્ધુ! રોકતો! બસ આજ તો રોવા જ દે!
રોવાં સ્વજનનાં દોહ્યલાં: રોકયાં નહીં રોકાય એ.

સર્વસ્વ મ્હારે છે સ્વજન: જાતાં સ્વજન, હા! સૌ ગયું;
તું બોલ તો, બન્ધુ! પછી હું ના રડું તો શું કરૂં?
રોયા થકી કૈં ના વળે તેથી જ હું રોઉં વધુ;
અવધિ જ હા! ક્રૂરતાતણી, રોયું ય કામ ન આવતું.

સમજાવતો શું ફિલ્સુફી? ના ના! મ્હને એ ના ગમે;
ના શુષ્ક વાતો જ્ઞાનની સંતપ્તને સંતોષ દે;
શાને દબાવું ઉરનાં આ પૂર વેગભર્યાં જ હું?
રોઈશ હું, રોઈશ હું—બસ, આજ તો રોઈશ હું.

**સાન્તાક્રુઝ**
૬-૧૧-૧૯૧૨ વસન્ત, માઘ ૧૯૬૯, પૃ. ૫૬; **સ્નેહાંકુર**, ૧૯૧૪, પૃ. ૨૨
**બુધ**, પ્રભાત

[ આ દર્દભર્યું સુન્દર કાવ્ય એમનાં માતુશ્રીના મરણ પછી લખાયું હતું. **ચંદ્રશંકર**ના ઘડતરમાં એમનાં માતુશ્રીનો કદાચિત્ સૌથી વધુ ભાગ હતો. આ માદીકરાનો પ્રેમ અત્યન્ત પ્રબળ હતો, ને મશહૂર પણ થઇ ગયો હતો. શોકની ગંભીર છાયા **ચંદ્રશંકર**નાં બીજાં કાવ્યોમાં પણ છે, પણ તે સૌમાં આ કાવ્ય અનેરૂં છે. —**કા.** ]

# સ્નેહતપ

## (હરિગીત)

વાગ્યા હશે બે રાત્રિના : નિઃશબ્દ, શાન્ત બધું હતું;
જનથી ભરેલું વિશ્વ પણ હા ! શૂન્ય નિર્જન લાગતું,
ભયભરી રજનીતણી એ શાન્તિ સહ્ય બનાવતો,
બળતો હતો સમભાવથી ત્યાં સ્નેહતપસાક્ષી દીવો.

જ્યાં ત્યાં મળેલી નીંદમાં પળભર પ્રિયા સૂતી હતી,
દર્દી હતી, દુઃખી હતી, હા ! લક્ષ્મી એ મુજ રંકની.
સૌન્દર્યની સુરખી મુખે આછી થઈ'તી દર્દથી,
હા આર્દ્ર કરતી ઉરને એ શાન્ત સૌમ્ય મુખાકૃતિ.

બેઠો હતો હું જાગતો સુકુમાર દેહલતા કને,
જોતો હતો એકીટશે ગંભીર ભાવ ભર્યે ઉરે:
કરતી હતી તાજા સ્મૃતિ કૈં કૈં પ્રસંગો પ્રેમના,
કંપાવતી ઉરતંત્રને કૈં કૈં વિતર્કપરમ્પરા.

ઉપચારતત્પર હું બની સંભાળતો પ્રિય મૂર્તિને,
હોયે નહીં નિદ્રા કદી સેવાપ્રસંગે સ્નેહીને;
જવ મ્હલતી આરોગ્યમાં, કૈં કૈં પ્રણયસુખ ભોગવ્યાં,
આજે પ્રિયા અસ્વસ્થ થાતાં આદર્યાં તપ સ્નેહનાં.

મોરારજી ગોકળદાસની ચાલ
ગિરગામ, મુંબાઇ
૨૦-૨-૧૯૧૩
ગુરુરાત્રિ

વસન્ત, ચૈત્ર ૧૯૬૯, પૃ. ૧૫૪
સ્નેહાંકુર, ૧૯૧૪, પૃ. ૨૩

[એમનાં પ્રથમ પત્ની વસન્તબ્હેનના એક ગંભીર તથા લાંબા મદવાડ દરમ્યાન આ તથા પછીનું કાવ્ય લખાયેલ. –કા. ]

# પ્રભુને એક પ્રશ્ન

(હરિગીત)

હા ! ચીસ સુણી દર્દની દિલ આ ચીરાઈ જાય છે,
હા ! મર્મભેદી દર્દની એ વેદના ન ખમાય છે;
હા ! દુઃખમય મન થઇ જતું એ કારમી દેખી વ્યથા,
દુઃખી બને પરદુઃખથી સમભાવમય હૃદયો સદા.

હા ! ચિત્તમાં થઈ જાય કે "શું શું કરી દુઃખ એ હરૂં ?"
ઉપચારના અજ્ઞાનથી ના કૈં તથાપિ કરી શકું;
રે ! દુઃખ દેખી અન્યનાં જો દાઝવા દિલ આ દીધું,
કાં દૂર કરવા દુઃખ તો સામર્થ્ય ના દીધું, પ્રભુ ?

ગિરગામ, મુંબાઇ
૧૨-૪-૧૯૧૩

સ્નેહાંકુર, ૧૯૧૪, પૃ. ૨૫

## વ્હાલાંને આમંત્રણ

(ઓધવજી સંદેશો કહેજો શ્યામને–એ લય)

૧

આવો આવો વ્હાલાં! સાથે ઉડીએ
ભોગવવાને કૈં કૈં દિવ્ય વિલાસ જો;
ઉંચાં ઉંચાં તેજોમય આકાશ છે:
ઉંચા ઉંચા આત્માના અભિલાષ જો. આવો૦

૨

એકલવાયાં ઉડવું મુજને ના ગમે:
ચાહે આત્મા સ્નેહીના સહચાર જો;
ઉણાં ઉણાં સુખ સહુ મુજને લાગતાં
સ્નેહીજન ના સાથે ભોગવનાર જો. આવો૦

૩

મ્હારાં છો ને રહેશો મ્હારાં સર્વદા:
બાંધ્યા પ્રભુએ સ્નેહભર્યા સંબન્ધ જો;
પ્રભુનિર્મ્યા સંબન્ધો કરવા સાર્થ કાં
સંચરીએ ના! સાથે વ્યોમ અનન્ત જો? આવો૦

મોરારજી ગોકુલદાસ બિલ્ડિંગ્ઝ
ગિરગામ, મુંબાઇ
૨૨-૪-૧૯૧૩
મંગળ, સાયંકાળ

ગુજરાતી દીવાળી અંક, સં. ૧૯૬૯,
સન ૧૯૧૩, પૃ. ૪૯
સ્નેહાંકુર, ૧૯૧૪, પૃ. ૨૬

મ્હારા જીવનના એક અનુભવનું આ કાવ્ય એક પ્રતિબિમ્બ છે. જુદે જુદે પ્રસંગે જુદા જુદા રૂપમાં ને જુદા જુદા અંશમાં આ કાવ્યમ વિષયીભૂત લાગણી મ્હેં અનુભવી છે. સ્નેહની મમતા બે સ્વરૂપ લે છે એક પ્રમાણમાં ઉગ્ર ને બીજું સૌમ્ય. આવેશભર્યું સામર્થ્ય એ પ્રથગ સ્વરૂપનું લક્ષણ છે, તો ભાવભીની કોમળતા એ બીજા સ્વરૂપનું લક્ષણ છે. આ કાવ્યમાં મમતાની ભાવભીની કોમળતા છવાઈ રહેલી લાગશે.

[ચંદ્રશંકરના એક સારામાં સારા ને ઊત્તમ પ્રસાદીવાળા કાવ્ય તરીકે આ કાવ્ય ગુજરાતમાં જાણીતું થઈ ચૂક્યું છે. —કા.]



# કોણ જાણે હા ! કેમ રોઉં રોઉં થાય છે

(એક મનોદશા)

કોણ જાણે હા ! કેમ રોઉં રોઉં થાય છે !
રોઉં રોઉં થાય છે, – રે ! મુંઝાઇ જવાય છે ! કોણ.

જાણે વિશ્વમાં નથી મ્હારૂં કોઇ આજ રે,
જાણે એકલો છું સ્નેહહીન નિરાધાર રે,
જાણે સૂનું સૂનું વિશ્વ સૌ ખાવા ધાય રે, કોણ.

જાણે હૈયું આખું વીંછળાઈ જાય છે,
જાણે બન્ધો શરીરના ય છુટી જાય છે,
જાણે આ ઘડી પ્રાણ પણ ચાલી જાય છે. કોણ.

જાણે લીલા પ્રભુની આજ સંકેલાય છે,
જાણે સૃષ્ટિ સહુ પ્રલયલીન થાય છે,
—આજે લાચારીથી હા ! રડી જવાય છે. કોણ.

મોરારજી ગોકુળદાસ ચાલ
ગિરગામ–મુંબાઇ
૧-૬-૧૯૧૭

વસન્ત, વૈશાખ ૧૯૬૯, પૃ. ૨૨૨

# બે ઝરણાં

(ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ લય)

૧

ઝીણું ઝીણું જીવનઝરણું એકલું,
સરતું, કરતું સ્વચ્છન્દે વિહાર જો;
ન્હાનકડી નિજ સૃષ્ટિમાં એ મ્હાલતું,
ન્હોતી એને અન્ય કંઈ દરકાર જો. ઝીણું૦

૨

એવા એના સુખમય દિન ચાલ્યા ગયા,
એકલવાયું જીવન લાગ્યું ન્યૂન જો;
બેલડી બનવા ઉર એનું તલસ્યાં કરે,
તલસે કરવા અધુરાં જીવન પૂર્ણ જો. ઝીણું૦

૩

સમભાવી કો જીવનઝરણું ત્યાં મળ્યું,
અભિલષતું એ સહચારીના સ્નેહ જો;
ભેળાયાં જલ એ જીવનઝરણાંતણાં,
જુદાં ફીટી એક બન્યાં બે વ્હેણ જો. ઝીણું૦

મુંબાઈ
૨૫-૬-૧૯૧૩

વસન્ત, આશ્વિન ૧૯૬૯, પૃ. ૪૬૮
સ્નેહાંકુર, ૧૯૧૪, પૃ. ૨૭

## હર્ષહિન્દોળે

(ધનાશ્રી)

હ ર્ષ હિ ન્દો ળે ઝુ લે,
દમ્પતી હર્ષહિન્દોળે ઝુલે;
પ્ર ભુ ઝુ લા વ્યાં ઝુ લે,
દમ્પતી હર્ષહિન્દોળે ઝુલે.

થનગન થનગન આનન્દમદમાં
મયૂર મયૂરી કૂદે; દમ્પતી૦
લગ્નજીવનનાં લલિતસુખોમાં
અન્ય સહુ કદી ભૂલે. દમ્પતી૦
એ દમ્પતીનાં પાવન પગલે
પ્રકાશ પ્રસરે ગૃહે; દમ્પતી૦
રસહીણા સૂકા સંસારે
સ્નેહ–સુધા–રસ પૂરે; દમ્પતી૦
કૈં કૈં કોમલ જીવન–કલિકા
દ મ્પ તી સ્પ ર્શે ખૂલે; દમ્પતી૦
વિકસેલાં પણ કૈં કૈં કુસુમો
ન વ જી વ ન થી સ્ફુ રે. દમ્પતી૦
વિશ્વવાજીંત્રના ભવ્ય ગીતમાં
નિજ સુર એ પણ પૂરે; દમ્પતી૦
વિશ્વસેવાના દિવ્ય રાસમાં
પ્રેમલ બેલડી ઘૂમે. દમ્પતી૦

૧૫ વિક્ટોરીઆ રોડ
પૂના
૧૦-૯-૧૯૧૩

સમાલોચક, ૧૯૧૪, ફેબ્રુઆરી, પૃ. ૪૧
સ્નેહાંકુર, ૧૯૧૪, પૃ. ૨૮

[વસન્ત બ્હેનની તબીયત સુધર્યા પછી, બન્ને જણાં પૂના ગયેલાં તે વખતે ત્યાં લખાયલું. —કા.]

# એક પ્રસંગ

(હરિગીત)

રાત્રિ હતી નવરાત્રની શુમાર બારતણો હતો,
તરછોડી નિદ્રાયાચના બેઠો હતો હું જાગતો;
કહીને ગઈ'તી પ્રિયતમા, "ગરબામહીં હું જાઉં છું.
સંભાળજો આ બાળકી, સંભાળજો આ ઘર બધું."

નિદ્રસ્થ લઈ મુજ બાળકી હું હીંચકે બેઠો હતો,
જાગે રખે એ બ્હીકથી ધીમો ધીમો હું હીંચતો;
શ્રદ્ધાભરી નિશ્ચિન્તતામાં સ્વસ્થ થઇ સૂતી હતી
અંકે મૂકી શિર તાતને નિર્દોષ ન્હાની બાળકી.

કોમળ કપાળે ફેરવું ધીમો ધીમો મુજ હાથ હું,
જો ઠણુઠણે, ક્ષણમાં વળી ધીમો ધીમો તો થાબડું;
કૈં કૈં કરૂં કૂંળી કળા વાત્સલ્ય જે જે શીખવે,
ઉભરાય હૈયું હેતથી પણ મા થતાં નવ આવડે.

કલ્લાક ત્રણ વીત્યા હશે ત્યાં પ્રિયતમા પાછી ફરી,
"સૂઈ રહી'તી શાન્તિમાં" કહી સોંપી દીધી બાળકી;
કૈં મશ્કરી કીધી મીઠી, "મ્હોટી કૃપા થઇ આપની,"
અભિનન્દનો મોંઘાં મળ્યાં એ મન્દ લુચ્ચા હાસ્યથી.

સુકુમાર ભાવપ્રસંગનું સારૂં તથા રસથી ભર્યું,
આ કાવ્યચિત્ર લઘુ સ્ફૂર્યું – સ્ફૂર્યું તથૈવ રજુ કર્યું.
સાદાં હશે, રસિયાં હશે, હૃદયો કહીં પૃથ્વી વિષે,
તે વાંચશે ને કલ્પશે, સમભાવથી ભીનાં થશે.

મુંબાઈ
૬-૧૦-૧૯૧૩ સુન્દરીસુબોધ, જાન્યુઆરી–ફેબ્રુઆરી, ૧૯૧૪, પૃ. ૧૩૨
નવરાત્ર

# સંતાપ–સંશોધન

(હરિગીત)

"ગંભીર ઘેરાં ગીત કાં આ ગમગીનીમાં ગાય તું ?
દુનિયા ડુબી છે દુઃખમાં—શાને ડુબાવે તું વધુ ?
ગાજે નિરન્તર ગીત તું આનન્દ—ચેતન પ્રેરતાં,
અથવા રહેજે મૂક તું — મા ગીત ગાજે શોકનાં."

શું હું ત્હને, બન્ધુ ! કહું ? કર કયાસ રે કંઈ ચિત્તથી;
આનન્દ એ પ્રભુરશ્મિ તો શું શોક પણ તેવો નથી ?
માનવજીવનની શ્યામતા સંતાપ–સંશોધન કરે,
દર્શન કીધાં ના દુઃખનાં પ્રભુતા શું તે પિછાનશે ?

જો ના ગુમાવી નિંદ ત્હેં ચિન્તામહીં કદિ તરફડી,
જો ના ઉશીકું ભીંજવ્યું અનિવાર્ય આંસુધારથી,
જો ના કર્યું ઉર શુદ્ધ ત્હેં સંતાપની જ્વાલામહીં,
તો ભવ્યતા આ જીવનની જાણી નહીં–જાણી નહીં.

મુરારજી ગોકુળદાસની ચાલ
ગિરગામ, મુંબાઇ
૨૭-૧૦-૧૯૧૩

ગુજરાતી, દીપોત્સવી અંક, સં. ૧૯૭૨
સન. ૧૯૧૬, ૧૫૧૬

# વિધિએ ભણજો

(ગરબી)

( પડવાની પડપ્રીત ઘટમટ ભૂલી રે )

બાળપણામાં બહુ ભાવથી રે વિધિએ ભણજો;
બ્હેની, હૈડે રાખી પ્રીત, સુણો સહુ બાળકી રે.
બ્હેની, છોકરવાદી છોડીને, વિધિએ ભણજો,
થાજો ચતુરશિરોમણિ આપ, સુણો૦
ભણતાં ભવનાં દુઃખ ભાગશે રે, વિધિએ ભણજો,
વધે લોક બધામાં માન, સુણો૦
વાધે જગ સહુમાં કીર્તિ ઘણી રે, વિધિએ૦
ખિલે બુદ્ધિ ભાગે ભ્રાન્ત. સુણો૦
જુઠી વાત જરા નવ જાણશો રે, વિધિએ૦
કહો તો સંભળાવું દ્રષ્ટાન્ત, સુણો૦
મીરાંબાઇ ભણી'તી મેવાડની રે, વિધિએ૦
જેની કીર્તિ ચારે દિશ, સુણો૦
ત્યજી સ્વામીએ તોય શીલ સાચવ્યું રે, વિધિએ૦
રાખી લાજ ત્હેની જગદીશ. સુણો૦
છે એવા અનેક બીજા દાખલા રે, વિધિએ૦
મ્હોટો વિદ્યાનો મહિમા ય. સુણો૦
થાય નિર્મળ મન વિદ્યા થકી રે, વિધિએ૦
વ્હેમરૂપી તિમિર ટળી જાય, સુણો૦
જેની વિદ્યાવાળી માવડી રે, વિધિએ૦
ત્હેની સંતતિ સુધરે નિદાન. સુણો૦

તે તો બાળપણેથી બાળ બોધતી રે, વિધિએ૦
થાય મ્હોટપણેથી ગુણવાન, સુણો૦
સાચી શીખ માનીને મનમાં ધરો રે. વિધિએ૦
ચુકો જેટલું તેટલી ખાધ. સુણો ૦

મુંબાઇ, ૪-૧૧-૧૯૧૩
મંગળ

# સૂર્યદેવને

( ગઝલ )

વેરો વેરો જ્યોતિ–કિરણ જ્યોતિ–પુંજ હો !
પ્રેરો પ્રેરો જીવન–સ્ફુરણ જીવનકુંજ હો. – વેરો૦

વ્યાપ્ત છે હા ગાઢ તિમિર નિખિલ વિશ્વમાં,
ભેદો ભેદો આવરણ એ, જ્યોતિદેવ હો. – વેરો૦

ગ્રસ્ત છીએ સત્ત્વશોષક જાડ્યપાશમાં,
છેદો છેદો બન્ધન એ જીવનદેવ એ. – વેરો૦

તૈયાર, હા, તૈયાર છીએ જ્યોતિ ઝીલવા,
રેલો રેલો સહસ્રસ્રોત જ્યોતિનિધિ હો. – વેરો૦

સજ્જ છીએ સજ્જ છીએ જીવન ઝીલવા,
રેડો રેડો અખંડ ધાર જીવનનિધિ હો. – વેરો૦

મુંબાઈ
૧૩-૧૧-૧૯૧૩

ગુજરાતી, ૩૦, નવેમ્બર, ૧૯૧૩
પૃ. ૨૦૨૬

# ખોલો ખોલો વ્હાલાં ! દ્વારો ઉરનાં

( ઓધવજી સન્દેશો કહેજો શ્યામને – એ લય )

૧

ખોલો ખોલો વ્હાલાં ! દ્વારો ઉરનાં,
બોલો બોલો અન્તરની સહુ વાત જો;
પોતાનાંની પાસે પડદો ના ઘટે,
તમ સુખદુઃખે વ્હાલાં ! મ્હારો ભાગ જો. ખોલો.

૨

ઉરસરિતે પૂર આવ્યાં ભારે ભાવનાં,
રોકો કાં એ કુદરતના પ્રવાહ જો;
વ્હેવા દ્યો વ્હેવા દ્યો છૂટાં પૂરને,
રોકયાં ના એ આપણથી રોકાય જો. ખોલો.

૩

ભાવભર્યું હૈયું ખાલી થાવા ચહે,
તો મુજ વ્હાલાં ! શાને આ સંકોચ જો;
ભાર હૃદયનો ઉર ઉઘડયે ઓછો થશે,
થાશે વ્હાલાં ! ઉભય ઉરે સંતોષ જો. ખોલો.

મોરારજી ગોકુળદાસની ચાલી
ગિરગામ, મુંબાઈ
૧૫-૧૧-૧૯૧૩

સમાલોચક,
જાન્યુઆરી ૧૯૧૪, પૃ. ૩
સ્નેહાંકુર, ૧૯૧૪, પૃ. ૩૦

[ આ સ્નેહાંકુરનું છેલ્લું કાવ્ય : સમાલોચકના જે અંકમાં તે પ્રકટ થયું તે જ અંકથી ત્રૈમાસિક સમાલોચક માસિક બન્યું, અને ત્હેના બે નવા તંત્રીઓ ભાઇ અંબાલાલ બુ. જાની તથા ચન્દ્રશંકર પ્રકટ થયા. વાસ્તવિક રીતે બન્ને જણાઓ છેલ્લાં છ સાત વર્ષોથી એ કામ કરતા હતા, ને એમના જ પ્રયાસથી આ ફેરફાર થયો હતો. – કા. ]

# જીવન

( સર વિલિયમ ગિલ્બર્ટના એક કાવ્યનો અનુવાદ )

( હરિગીત )

૧

શું જીવન એ વરદાન છે?–કદિ હોય જો એમ જ ખરે,
આ મરણ–આમંત્રણ પછી તો સર્વદા વ્હેલું જ છે;
શત વર્ષ જીવન છો દીધું ! કાં ના દીસે એ યે લઘુ ?
વૈશાખમાં મરનાર હું ફરિયાદ આ કેવી કરૂં ?
પડયું હોત જાવું ચૈત્રમાં–એ કયાસ હું કાં ના કરૂં ?

૨

શું જીવન એ, હા ! શાપ છે ? તો લેશ પણ શાને ગણે ?
છે સર્વથા તે ધન્ય, હા ! જે જીવનથી છૂટયા ખરે ?
માનવ અહીં જન્મે જ કે કાં છૂટવાને ના ચહે ?
જીવનના સંગ્રામથી હું કલાન્ત છું, કેદી જ છું,
તો જીવન કાં ના દઈ દઉં, કાલે પડે કદી જીવવું.

સાહિત્ય, જાન્યુઆરી, ૧૯૧૪, પૃ. ૯

# સમર્પણ

(અનુષ્ટુપ્)

સ્નેહસામ્રાજ્યના સ્વામી સ્નેહ સર્વત્ર સ્થાપશે;
"સ્નેહાંકુરો" એ સ્નેહાશે સમર્પું સ્નેહસંભવે.

"સ્નેહાંકુર", ૧૯૧૪

[ "હરિગીતપંચદશી"ના અર્પણ-કાવ્યની નીચે લખેલ નોંધ પ્રમાણે એની છેલ્લી બે કડીઓ "સ્નેહાંકુર"ના આદિવચનમાં વાપરી હતી. ને સ્નેહાંકુરના સમર્પણ તરીકે ઉપરની બે લીટીઓ મૂકાયલી છે.
— કા. ]

# હોંસે હોંસે !

( સહચારિણી હું તો મ્હારા કાન્તનીરે – એ લય )

હોંસે હોંસે મ્હેનો ! સહુ આવજો રે,
આવજો રે, સુખે મ્હાલજો રે. હોંસે હોંસે૦

હોંસે હોંસે બ્હેનો ! સહુ સાથ ખેલશું,
હોંસે હોંસે બ્હેનો ! સહુ ઉર ભેળશું,
હોંસે હોંસે બ્હેનો ! આનંદ રેલશું. હોંસે હોંસે૦

હોંસે હોંસે વિદ્યાને મન્દિર આવશું,
હોંસે હોંસે નવાં જીવન વધાવશું,
હોંસે હોંસે ઉરે પ્રભુતા વસાવશું, હોંસે હોંસે૦

હોંસે હોંસે પછી જગતને જગાવશું,
હોંસે હોંસે પછી જીવનલ્હાણું આપશું,
હોંસે હોંસે સર્વત્ર પ્રભુતા પ્રસારશું. હોંસે હોંસે૦

મોરારજી ગોકુળદાસ બિલ્ડિંગ્ઝ
ગિરગામ, મુંબાઇ
૨-૩-૧૯૧૪

સુન્દરીસુબોધ,
નવેમ્બર, ૧૯૧૪, પૃ. ૧૩૧

[ ભાવનગરમાં કોઇક પ્રસંગે પત્રિકારૂપે છપાવી વ્હેંચેલ આ કાવ્ય પાછળથી સુન્દરીસુબોધમાં પ્રકટ કરેલું હતું. – કા. ]

# અમ્હે તો ભારતનાં સંતાન

( ગુણવંતી ગુજરાત અમ્હારી ગુણવંતી ગુજરાત – એ લય )

ભારતનાં સંતાન અમ્હે તો ભારતનાં સંતાન,
ઊંચાં ઊંચાં સ્થાન અમ્હારાં ઊંચાં ઊંચાં સ્થાન.

બીભત્સ ચેષ્ટા, અપશબ્દોનાં નવ શોભે તોફાન,
સુધરેલી દુનિયામાં અમને મેળવવાં છે માન. અમ્હે તો૦

વસન્ત-ઉત્સવ હુતાશનીનો ધરશે સુન્દર સ્વાંગ,
અનિષ્ટ-સંશોધન કરી કરીને થશું શુદ્ધ સર્વાંગ. અમ્હે તો૦

સભ્ય પ્રજાને શોભે એવા થાશે અમ આનન્દ,
તનને પોષી, મનને પોષી, વિહરીશું સ્વચ્છંદ. અમ્હે તો૦

રાષ્ટ્રજીવનની સંશુદ્ધિના શીખશું મોંઘા પાઠ,
ઉત્સવ કરશું કૈં કૈં એવા જોશે દેવ સાક્ષાત. અમ્હે તો૦

મોરારજી ગોકુળદાસની ચાલી
ગિરગામ, મુંબાઈ
તા. ૭, માર્ચ, ૧૯૧૪
શનિ, પ્રભાત

[ મુંબાઈમાં "હોલિકા-સમ્મેલન" કરીને હોળીના આપણા ઉત્સવને નિર્દોષ સભ્ય તથા સારા વિનોદના તહેવાર તરીકે ભજવાવવાને માટે એક પ્રવૃત્તિ ચાલી રહી હતી. ત્હેના એક નેતા સર્વન્ટ્સ ઑફ ઇન્ડિઆ સોસાયટીના એક અગ્રણી દેવધર હતા. "યુનિયન" તથા તથા પછીથી "ગુજરાત મંડળ"ના નામની જાણીતી થયેલી અમારી મંડળીના ઘણા સભ્યો એમાં ઉત્સાહથી જોડાયા હતા, ને વ્યાખ્યાનો તથા અન્ય પ્રવૃત્તિમાં ખૂબ ભાગ લઇ રહ્યા હતા. તેવા એક પ્રસંગને માટે લખેલું આ કાવ્ય છે. – કા. ]

## નીંદરડી હો ! શાને તું ચાલી જતી ?

( ઓધવજી, સંદેશો કહેજો શ્યામને – એ લય )

નીંદરડી હો ! શાને તું ચાલી જતી,
આમ અચાનક મૂકી મુજને જાગતો ?
ઊભી રહે, ઊભી રહે, કહું કંઈ વાતડી,
આમ અનાદર, નીંદરડી ! શું છાજતો ? નીંદરડી૦

જંજાળતણી કંઈ ગૂંચ નથી ઉકેલવી,
ગ્રહતારાનાં અંતર કંઈ નથી માપવાં;
ફિલસુફી કેરા મર્મ કંઈ નથી પામવા,
મીઠાં મનનાં રાજ્ય કંઈ નથી સ્થાપવાં. નીંદરડી૦

આજ ભયંકર રજની કાળી લાગતી,
સૂનું સૂનું આજ સહુ સૂમકાર જો,
આજે મ્હારે જોઈએ શાન્તિ મીઠડી,
થાશે શું ના, નીંદરડી ! આધાર જો ? નીંદરડી૦

મોરારજી ગોકુળદાસ ચાલ
ગિરગામ, મુંબાઈ
૨૩-૩-૧૯૧૪
સોમ-રાત્રિના ત્રણ

# ચ્હાતા હૃદયની પ્રાર્થના

( હરિગીત )

કહીં દૂર દૂર હશો સહુ, વ્હાલાં, તમ્હેં મ્હારા થકી,
ત્યારે કરીશ શું એકલો, કાં ના દઉં તમ્હને કહી ?
તમ કાજ, વ્હાલાં, પ્રાર્થના પ્રેરીશ હું સ્નેહે સદા,
સુણશે પ્રભુ, સુણશે ખરે ચ્હાતા હૃદયની પ્રાર્થના.

મુંબાઇ, ૨૪-૪-૧૯૧૪ — સ્હાંજવર્તમાન, પટેટી અંક
મુંબાઇ છોડી મહાબળેશ્વર જતાં

## મહાબળેશ્વરમાં એક સ્હાંજ

( હરિગીત )

સન્ધ્યા હતી રમ્ય જ અતિ શીતલ અને શાન્તિભરી,
લીલી લીલી સુન્દર બધે ઝાડી હતી છાઈ રહી,
ખડકી હતી ઉંચી નીચી હારો ઘણી ડુંગરતણી,
ઉંડી ઉંડી ખીણો ઘણી વૈવિધ્ય ત્યાં પ્રસરતી હતી.

હું ક્લાન્ત મન વિશ્રાન્ત કરવા બાગમાં ફરતો હતો,
સૌન્દર્યમય એ પ્રકૃતિ તન્મય બની જોતો હતો;
આનન્દના ઉન્માદમાં મુજ ચિત્ત મસ્ત બન્યું હતું,
આભારની ઊર્મિ થકી એ ભક્તિનમ્ર થતું હતું.

મોરારજી કેસલ,
મહાબળેશ્વર, ૧-૫-૧૯૧૪
સ્હાંજ

સ્હાંજવર્તમાન
પટેટી અંક

# ગુજરાત ! તેડે હિન્દ રાષ્ટ્રયજ્ઞઉત્સવે

( ગઝલ )

ગુજરાત ! તેડે હિન્દ રાષ્ટ્રયજ્ઞઉત્સવે,
તું સ્વાંગ ધરી સજ્જ થા વિલમ્બ કાં કરે?
અન્ય પ્રાન્તબન્ધુઓ તૈયાર થાય છે,
અનુરૂપ ત્હારા સ્થાનને સામગ્રી લઈ જજે. ગુજ૦

ગુજરાતના માહાત્મ્ય સમું કાંઈક અર્પજે,
જો, અન્યના પ્રમાણમાં પાછો રખે પડે. ગુજ૦

એ માતૃસેવાયજ્ઞમાં આચાર્ય તું થજે,
કૃ દાખવી પ્રભાવ ઉચ્ચ પદ દીપાવજે. ગુજ૦

તું રાષ્ટ્રજીવનની પતાકા ધારી ઘૂમજે,
જયઘોષ હિન્દમાતનો જગે ગજાવજે. ગુજ૦

ગુજરાતી, દીપોત્સવી અંક
સંવત ૧૯૭૦, સન ૧૯૧૪,
પૃ. ૧૮

મહાબળેશ્વર, ૧૦-૫-૧૯૧૪

# પંખીરાજને

( ઓધવજી સંદેશો કહેજો **શ્યામ**ને – એ લય )

ઊડવાનાં આમંત્રણ વ્હાલભર્યાં મળ્યાં,
મમતાથી જે દીધાં, પંખીરાજ ! જો;
ઉપકાર થયો અમ રંક પરે બહુ આપનો,
અનહદ લીધો શ્રમ આપે અમ કાજ જો. ઊડ૦

ઊંચે ઊંચે ઊડવાને આકાશમાં
કૈં કૈં મનમાં અમને છે અભિલાષ જો;
પણ અભિલાષ સમું સામર્થ્ય ન ઊડવા,
વ્યોમતણા કયમ થાય અનન્ત પ્રવાસ જો ? ઊડ૦

ઊડો, રાજવી ! ઊંચે ઊંચે એકલા,
કરજો વ્યોમે સ્વચ્છન્દે વિહાર જો;
તમ ઉરમાં નવ ઓછું જરી યે લાવતા,
નિર્મ્યાં વિધવિધ સર્વતણા અધિકાર જો. ઊડ૦

મુંબાઇ, ૨૩-૭-૧૯૧૪
ગુરુ-સંધ્યા

# અહા ! આ કેવું રમ્ય પ્રભાત !

( મધુર સ્વર ક્યાંથી આ સંભળાય ? – એ લય )

અહા ! આ કેવું રમ્ય પ્રભાત !
        સુન્દરતા સાક્ષાત્,    અહા ! ૦
શાન્તિભર્યું કૈં ચેતન પ્રેરે અભ્રાન્વિત આકાશ,
અદ્‌ભુત મોહિની છાયે ઉરમાં કૂંળો સૂર્યપ્રકાશ.   અહા ! ૦

મન્દ મન્દ કૈં શીતલ લહરી દિવ્ય સમીરો વાય,
મીઠાં મીઠાં ગાન અનેરાં વિશ્વમહીં રેલાય.   અહા ! ૦

શાન્તિભરી નિદ્રાએ દીધો નવજીવન ઉપહાર,
ભોગવવા આમત્રંણ દે છે આ રમણીય સ્હવાર.   અહા ! ૦

મોરારજી ગોકુળદાસની ચાલ
ગિરગામ, મુંબઇ, ૮-૯-૧૯૧૪
મંગળ – પ્રભાત

સમાલોચક
જાન્યુઆરી, ૧૯૧૫, પૃ. ૩

## સાલમુબારક

( ગઝલ )

શાબાશ ! વીર હિન્દબાલ ! સાલ મુબારક !
શાબાશ ! વીર ધર્મપાલ ! સાલ મુબારક ! શાબાશ !

વિકરાલ કાલ કૈસરે મહાભક્ષ આદર્યો,
હા ! સંસ્કૃતિનો શાન્તિયજ્ઞ વ્યસ્ત તો કર્યો. શા૦

એ ધર્મદ્રોહી શાન્તિશત્રુને સંહારવા,
છે ધર્મપ્રેમી રાજવીર સજ્જ કૈં થયા. શા૦

સમર્થ ધર્મપાલ બ્રિટને આયુધો ધર્યાં,
સજ્જ થાવા હિન્દને આમંત્રણો કર્યાં. શા૦

ધર્મપ્રેમી છે સદાય હિન્દબાલકો,
છે ધર્મયુદ્ધના સમાન ધર્મ અન્ય શો ? શા૦

સામ્રાજ્ય–અધિકાર મોંઘા નિત્ય માગતા,
સામ્રાજ્યરક્ષણાર્થ આજ સજ્જ આપવા. શા૦

સામ્રાજ્યસેવામાંહી બન્ધુ ! સર્વ આપજો,
યશઘોષ ભારતમાતનો જગે ગજાવજો. શા૦

ધર્મવિજય ! શાન્તિવિજય ! શૌર્યવિજય હો !
સામ્રાજ્યવિજય ! હિન્દવિજય ! વિજય વિજય હો ! શા૦

**મો**તીબાગ બંગલો
**સો**લાપુર, ૮-૧૦-૧૯૧૪

**અ**ખબારે **સો**દાગર, **દી**પોત્સવી અંક
૨૦, **ઑ**ક્ટોબર, ૧૯૧૪, પૃ. ૧

[ **૧**૯૧૪ના **યુ**રોપના મહાવિગ્રહને પ્રસંગે આપણી **કોં**ગ્રેસનું તથા આપણા સર્વ નાયકોનું વલન, આજની ૧૯૩૯ના વિગ્રહને આરંભે છે તે કરતાં જુદું હતું. **ફિ**રોજશાહ **મ**હેતા, **સુ**રેન્દ્રનાથ **બે**નરજી, **મ**દનમોહન **મા**લવીય ને **ગાં**ધીજી પણ લગભગ ઉપર મુજબ માની વર્ત્યા હતા. – **કા**. ]

# સ્નેહસ્વીકાર

( હરિગીત )

૧

શાન્તિભરી સન્ધ્યા હતી – ને સૂર્ય અસ્ત થયો હતો,
નિજ રશ્મિની પીંછી થકી આકાશપટ્ટ જ રંગતો;
વૃક્ષો ઉભાં'તાં સ્થિર સૌ ગાંભીર્યની મૂર્તિ બની,
મીઠી પવનની લહરીઓ આરામ કાજ ગઈ હતી.

૨

નિર્જન હતું એ સ્થાન સૌ એકાન્તની મૂર્તિ સમું,
વ્હેતું છતાં સ્થિર ભાસતું જલ શાન્ત એ સરિતાતણું;
સરિતાતટે બેઠાં હતાં બેઉ અમ્હેં ત્યાં એકલાં,
ઉર ખોલવાને તલસતાં – ના બોલી કંઈ શકતાં છતાં.

૩

ઉદ્ગાર આખર નીકળ્યો – સ્વયમેવ વા નીકળી ગયો :
'હું ચાહું છું – હું ચાહું છું – મુજ સ્નેહને સ્વીકારશો ?'
લજ્જા મોઠી સુરખી બધે સુન્દર મુખે છાઈ રહી,
દીધો ન ઉત્તર – તે છતાં ઉત્તર મળ્યો નયનો થકી.

મોતીબાગ બંગલો
સોલાપુર, ૧૦-૧૧-૧૯૧૪

વસન્ત, આશ્વિન, ૯૭૦,
પૃ. ૫૨૨

સંવનન–Courtship ની પાશ્ચાત્ય પદ્ધતિ અનેક મીઠા પ્રસંગોને માટે તક આપે છે. તેવા એક પ્રસંગના કલ્પનાચિત્રનું આ કાવ્યમાં સૂચક રેખામિલન છે. કમનસીબે આપણી રૂઢિઓનો સંકોચ યુવાન-યુવતીઓનો એક મીઠા અનુભવનો હક ખૂંચવી લે છે.

# રહસ્ય નિવેદન

'વ્હાલી' કહીને બોલાવી,
અલી, મ્હને 'વ્હાલી' કહીને બોલાવી;
આનન્દમદમાં ડોલાવી,
અલી, મ્હને 'વ્હાલી' કહીને બોલાવી;
'પાસે આવું તો કહું કાંઈ કાનમાં'
કહી ભોળીને ભરમાવી;
મીઠું મીઠું કહી કાંઈ કાંઈ કાનમાં,
વ્હાલે મ્હને શરમાવી. — અલી૦

મુંઝાઉં છું ત્યાં કરી અડપલું,
દીધી મ્હને ગભરાવી,
થાઉં છું સ્વસ્થ ત્યાં લેઈને બાથમાં
છાતીના સરસી દબાવી — અલી૦

લુચ્ચાઈ, બ્હેની! એવી કરીને
વ્હાલુડે મ્હને ફસાવી;
હું મોઈ ભોળી નવ કાંઈ સમજી
ક્યાંથી શકું તો ફાવી? — અલી૦

સોલાપુરથી મુંબાઇના માર્ગમાં
૯-૧૦-૧૯૧૪
રાત્રિના બે

વીસમી સદી, એપ્રિલ, ૧૯૧૭
(ચિત્રકાર રા. ત્રિભુવન)

## વ્હાલો મ્હને થોડું ભલે! વ્હાલો પરંતુ સર્વદા

( હરિગીત )

વર્ષામહીં વ્હેણો કંઈ
 વ્હેતાં ઉછાળા મારતાં,
વર્ષાઋતુ ચાલી જતાં
 સહુ શુષ્ક સદ્ય બની જતાં;
એવું મ્હને વ્હાશો નહીં
 ક્ષણજીવી ઉભરે સ્નેહના,
વ્હાલો મ્હને થોડું ભલે!
 વ્હાલો પરંતુ સર્વદા.

વિદ્યુત્પ્રભા ચમકારથી
 જનદૃષ્ટિ આંજી નાંખતી,
ચમકી અરે ચાલી જતી
 પળમાં હતી ન હતી થતી;
એવા મ્હને ગમતા નથી
 ઝબકાર પળભર ઝબકતા,
વ્હાલો મ્હને થોડું ભલે!
 વ્હાલો પરંતુ સર્વદા.

ગિરગામ, મુંબાઈ
૫-૨-૧૯૧૫

ગુજરાતી, દીવાળી અંક
સંવત ૧૯૭૧, સન ૧૯૧૫
પૃ. ૧૯૨૨

# વિના સમભાવ સ્નેહીના વિસામો વિશ્વમાં ના છે

( ગઝલ )

ગૂંચાયેલા હૃદયની ગૂંચ છોડવવા કહીં જઈએ ?
મૂંઝાયેલા હૃદયની મૂંઝ કહોને ક્યાં જઈ કહીએ ?
હૃદયનાં ગૂઢ યુદ્ધોને શમવવાને કંહીં જઈએ ?
હૃદયની હારજીતોને કહોને ક્યાં જઈ કહીએ ?
હૃદયના ગુપ્ત ભડકાને બૂઝવવાને કહીં જઈએ ?
હૃદયનાં દોહ્યલાં દુઃખો કહોને ક્યાં જઈ કહીએ ?
હૃદયના ગુહ્ય મેલોને અમ્હેં ધોવા કહીં જઈએ ?
હૃદયના શ્યામ અપરાધો કહોને ક્યાં જઈ કહીએ ?
વિષમ યાત્રા જીવનની આ–કહો ક્યાં થાક દૂર થાશે ?
—"વિના સમભાવ સ્નેહીના વિસામો વિશ્વમાં ના છે."

મોરારજી ગોકુળદાસ બિલ્ડિંગ્ઝ
ગિરગામ, મુંબાઇ
૨૧-૨-૧૯૧૫
રાત્રિના ત્રણ

વસન્ત, માઘ, સંવત ૧૯૭૧
પૃ. ૮

## અમ્હેં ઉપાસકો આર્યબન્ધુત્વના

અમ્હેં ઉપાસકો આર્ય-બન્ધુત્વના,
    બન્ધુત્વના, આર્ય-સ્વાતંત્ર્યના. — અમ્હેં.

રૂઢિ-સર્પિણીએ બન્ધુ ! કારી દંશ દીધો છે,
જ્ઞાતિ-ભેદે હાય ! રાષ્ટ્ર મૃતપ્રાય કીધો છે,
    અમ્હેં દઈશું દૈવી ચૈતન્ય-સુધા. — અમ્હેં.

આર્ય-બન્ધુતાની, બન્ધુ! ભાવના જગાવીશું,
આર્ય-સંસ્કૃતિનો ઘોષ જગમાં ગજાવીશું,
    અમ્હેં પળશું પંથે સહુ ઐક્યતણા. — અમ્હેં.

ચાઇનાબાગ, ગિરગામ
મુંબાઇ, ૧૪-૧૦-૧૯૧૫

સમાલોચક, નવેમ્બર, ૧૯૧૫
પૃ. ૪૬૫

# માગું મનોબલ

( ધીરસમીરે યમુનાતીરે – એ લય )

માગું મનોબલ પ્રભુ ! તુજ પાસે વારંવાર પુકારી રે;
વિના મનોબલ જ્ઞાન નિરર્થક – ભોગવું હું લાચારી રે.
માગું મનોબલ૦

આત્મબલે વિશ્વાસ જ રાખી મ્હેં સન્મતિ પ્રભુ! માગી રે;
મહેર કરીને, દયામય પ્રભુ! ત્હેં સન્મતિ મુજને આપી રે.
માગું મનોબલ૦

ધર્મ હું જાણું–અધર્મ હું જાણું–જાણું હું પુણ્ય ને પાપજ રે,
ધર્મ ન થાયે–અધર્મ ન જાયે : માટે મનોબલ આપજ રે.
માગું મનોબલ૦

વીસમી સદી, મે, ૧૯૧૫, પૃ. ૮૯
રવિશંકર રાવળના ચિત્ર સાથે;
અલગ પત્રિકા પણ

ચાઇનાબાગ, ગિરગામ
મુંબાઇ, ૧૮–૩–૧૯૧૬

# જો સ્નેહીને મન ના વસ્યું

( હરિગીત )

૧

મુજ સ્નેહીનું સ્મિત પામવા કૈં કૈં પ્રયાસો મ્હેં કર્યા,
મુજ સ્નેહીને સંતર્પવા કૈં કૈં પ્રસાદો મ્હેં ધર્યા;
કૈં કૈં મૂગે મ્હોંએ સહ્યું મુજ સ્નેહીને સુખ આપવા,
આખું જીવન અર્પણ કર્યું મ્હેં સ્નેહીને સંતોષવા.

૨

ના ત્હોય હું ફાવી શકયો; સમભાવી સજ્જન! શું કહું?
સંતોષતાં મુજ સ્નેહીને ના આવડયું – ના આવડયું;
ના ન્યૂનતા જોઈ શકું પણ એટલું તો લાગતું:
"જો સ્નેહીને મન ના વસ્યું–ધૂળમાં ગયું કર્યું કારવ્યું."

સિડની હૉલ, પંચગની
૨૦-૫-૧૯૧૬

વીસમી સદી
જાન્યુઆરી, ૧૯૧૭, પૃ. ૨૯૭

[ વસન્તબ્હેનની છેલ્લી બિમારી શરૂ થઇ ગઇ હતી. તે નિમિત્ત હવાફેર માટે અમે સૌ પંચગની રહ્યાં હતાં. ત્યાં આ કાવ્ય લખાયું હતું. – કા. ]

# અહા! શો લીલો, કૂંળો ઉજાસ!

( આશાવરી )

અહા ! શો લીલો કૂંળો ઉજાસ !
અજવાળે આકાશ. અહા ! શો૦

હજી હમણાં તો છાઈ રહ્યો'તો સૃષ્ટિ મહીં અન્ધકાર,
જગાવતો હા ! કૈં કૈં ઉરમાં ભીતિભર્યો જ વિચાર. અહા ! શો૦

પળ પૂર્વે તો વર્ષી રહ્યું'તું નભ આ મૂસળધાર,
પ્રલય-પ્રવાહો જલમય કરશે જાણે આ સંસાર. અહા ! શો૦

પલટી ગયું એ દશ્ય ઘડીમાં — પલટી ગયું આકાશ,
અભ્રાન્વિત સૂર્યાર્થ પ્રેરે આછો આછો ઉજાસ. અહા ! શો૦

"અહા ! શું સુન્દર દશ્ય જ આ છે !" થઈ જાયે ઉદ્ગાર;
"ચંચલ ક્ષણ શું સુંદરતાની સ્થાયી ન કો કરનાર ?"

સૃષ્ટિ સહુએ ધારણ કીધો અદ્ભુત કૈં અવતાર !
જોયા કરૂં હું – મોહ્યા કરૂં હું – બની જાઉં તદાકાર ! અહા ! શો૦

સિડની હૉલ, પંચગની
૨૫-૫-૧૯૧૬
ગુરુ–સન્ધ્યાસમય

સમાલોચક, જૂન, ૧૯૧૬
પૃ. ૨૪૩

# આગગાડીને

ઉભી રહે, ઉભી રહે, આ દૃશ્ય જોવા દે;
દૃશ્ય જોવા દે — મુજ આત્મ ખોવા દે. ઉભી૦

લીલો, જો જો, આ ગિરિ વનસ્પતિથી વ્યાપ્ત,
દેહ મધ્યમાં ધારતો શ્વેતવારિ પ્રપાત. ઉભી૦

ક્ષણુ ક્ષણુ કૈં મળતા નથી આવા દિવ્ય પ્રસંગ,
માટે ક્ષણુ ઉભી રહે — મા કર રંગે ભંગ. ઉભી૦

પ્રકૃતિઘેલાં નયન આ, પ્રકૃતિઘેલું ઉર,
પ્રકૃતિદર્શનપાનના મદે બને ચકચૂર. ઉભી૦

કાં તું ઉભી ના રહે? કાં તું ચાલી જાય?
આવાં સ્વર્ગીય દૃશ્યથી શું તું ના હરખાય? ઉભી૦

ભલે ન ગતિ તુજ રોકતી, ભલે ન ધરતી કાન,
મુજ સ્મૃતિપટમાં મેળવ્યું દૃશ્યે અવિચલ સ્થાન. ઉભી.

સમાલોચક, ઑગસ્ટ, ૧૯૧૬
ભોરઘાટ, ૨૧-૬-૧૯૧૬ પૃ. ૩૩૭

ભોરઘાટ ઉપર થઇને આગગાડી એક ટનલમાંથી નીકળી બીજી ટનલમાં પ્રવેશ કરે છે તેટલામાં લીલોતરીથી છવાયેલા ડુંગરાઓ ઉપરના પાણીના સફેત ધોધને જોતાં થયેલા ભાવોનો આ ઉદ્ગાર છે. સુન્દર દૃશ્યોની ઉપેક્ષા કરીને આગગાડી ચાલી જતી હોય એવો ભાવ માનવ હૃદયમાં વારંવાર થાય છે એ અનેકનો અનુભવ હશે.

## દૃશ્યસ્મરણ

( ગઝલ – સાખી )

હા, હા, મ્હને છે સાંભરે એ રમ્ય સાયંકાલ,
સ્મૃતિપટે પુનઃ સ્ફુરે છે ચિત્ર એ વિશાલ. હા, હા૦

મન્દ મન્દ ગતિ હતી ગાડી તણી તે વાર,
દૃષ્ટિ સમીપ ઉભો હતો દૃશ્ય લીલા વિસ્તાર. હા, હા૦

વનસ્પતિથી વિહીન એ શુષ્ક ભૂમિવિસ્તાર,
વન્ધ્ય તથાપિ ભવ્ય એ વિશાલતા સાકાર. હા, હા૦

દૂર દૂર ઘેરી હતી ડુંગરકેરી હાર,
વ્યોમ સાથ મળી જતી જાણે મેઘની માળ. હા, હા૦

આજે તાદૃશ જોઉં એ દૃશ્ય અતિશય રમ્ય,
આજે ફરીથી અનુભવું તન્મયતા અગમ્ય. હા, હા૦

વાઠારથી પૂના
૨૯–૬–૧૯૧૬
ગુરુ–સાયંકાલ

વસન્ત, સં. ૧૯૭૨, શ્રાવણ
પૃ. ૩૮૫

અંગ્રેજી સાહિત્યમાં પ્રકૃતિદૃશ્યોનાં વર્ણનો જે સ્થાન ભોગવે છે તે સ્થાન ગુજરાતી સાહિત્યમાં હજી ત્હેમને મળ્યું નથી. "Wide Waste Lands"–શુષ્ક ભૂમિવિસ્તારનાં દર્શન કાઠિયાવાડમાં તથા દક્ષિણમાં થાય છે. દૂર દૂર ઉભેલા ડુંગરાઓની ઘેરા રંગની હારથી મર્યાદિત થતા ભૂમિવિસ્તારના દર્શનથી અનુભવાયેલા ભાવનો આ કાવ્ય ઉદ્દગાર છે.

# વિશ્વગુરુ ભારત

( મરાઠી સાખી )

૧

**ભા**રતના ભૂતકાલનાં અમૃત વિશ્વમહીં પાઇશું;
**ભા**રતના ગત ગૌરવકેરાં ગર્વગીત ગાઇશું;
**ભા**રતનો કીર્તિધ્વજ સાહીશું; **ભા**રતનો વિશ્વસ્વીકાર ચાહીશું.

૨

**ભા**રતની વર્તમાન અધીનતા મુક્તિમંત્રે સંહરશું;
**ભા**રતની સન્તતિનાં હૃદયે રાષ્ટ્રનાં ચેતન ભરશું;
**ભા**રતને વિશ્વપ્રતિષ્ઠિત કરશું; '**ભા**રતનો જય' દિગન્ત ગજવશું.

૩

**ભા**રતના ભાવિનાં ઉજ્વલ જ્યોતિ કૈં જળહુળશે;
**ભા**રતનાં ભાવિ સન્તાનો સંસ્કૃતિવ્યોમ વિહરશે;
**ભા**રત વિશ્વઆદર્શ થશે – **ભા**રત વિશ્વગુરુ બનશે.

**ચા**ઇના બાગ, ગિરગામ
**મું**બાઇ, ૨૫-૧-૧૯૧૭

સમાલોચક, ફેબ્રુઆરી, ૧૯૧૭,
પૃ. ૫૭ તથા અલગ પત્રિકા

**નોંધ :** સંસ્કૃતિના ઇતર પ્રદેશોમાં જે હોય તે ખરું, પરંતુ ધર્મ અને તત્ત્વચિન્તનની બાબતમાં **ભા**રતની સંપત્તિની પ્રથમતા વસ્તુતઃ સર્વસ્વીકૃત છે. આધ્યાત્મિકતા–Spirituality–એ **ભા**રતની અમૂલ્ય સંપત્તિ છે, અને જડવાદી જમાનો ગમે તેમ કહે અને કરે પણ અધ્યાત્મિકતાની માનવ-જીવનમાં સર્વોપરિતા સ્વતઃસિદ્ધ છે. અનેકની આશા છે કે માનવજીવનની અધિરાજ્ઞી આધ્યાત્મિકતાની આત્મ-શ્રદ્ધાયુક્ત, એકનિષ્ઠ, યથાવિધિ ઉપાસના **ભા**રતને પુનઃ વિશ્વઆદર્શ બનાવશે–વિશ્વગુરુ બનાવશે. **ભા**રતનો ભૂતકાલ એ હતો; **ભા**રતનો ભવિષ્યકાલ એ છે.

(૧) ભૂતકાલનું ચિત્ર. અમૃત = (૧) અમી; સુધા; મીઠાશ; nectar; (૨) અ–મૃત, immortal heritage; સતત સજીવ વારસો; (૩) અમૃત એટલે મૃતને સંજીવન કરનાર તત્ત્વ. ત્રણેય સૂચન. વિશ્વસ્વીકાર=World recognition. ભૂતકાલમાં **ભારત**નો હીસાબ હતો, વર્તમાનમાં નથી; ભવિષ્યમાં પાછો થશે.

(૨) વર્તમાનકાલનું ચિત્ર. મુક્તિમંત્ર = Message of Freedom. રાષ્ટ્રના ચેતન=inspiring sentiment of Nationalism.

(૩) ભાવિનું આશાચિત્ર. સંસ્કૃતિવ્યોમ=the high heavens of civilisation & culture. વિશ્વઆદર્શ=World Ideal. વિશ્વગુરુ=World Teacher..
**ભારત** જાતે આદર્શ થશે અને પછી જગદ્‌ગુરુ થઇ જગતને આદર્શ બનાવશે.

# ભારત અમારો દેશ છે

( ખમાચ )

ભારત અમ્હારો દેશ છે, હિત એનું નિશ્ચય ચાહીશું,
એના હિતને કારણ અમ્હે કંઈ ને કંઈ કરી જાઇશું.

ભારત અમ્હારી માતૃભૂમિ, એનું ઋણ અમ પર છે બહુ,
એ સૌ ફીટાવવાને માટે, અમ્હે કંઈ ને કંઈ કરી જાઇશું.

ભારતની દુઃખપ્રદ અવનતિ પર કાં ન અશ્રુ વહાવીએ?
એ સૌ હઠાવવાને માટે, અમ્હે કંઈ ને કંઈ કરી જાઇશું.

ધર્મ વિદ્યા અરે ધનથી ઉન્નતિ ભારતની થાશે,
એ ઉન્નતિના માર્ગમાં અમ્હે કંઇ ને કંઈ કરી જાઇશું.

મુંબાઇ

સમાલોચક, એપ્રિલ, ૧૯૧૭, પૃ. ૧૬૯

[ બહુ જાણીતા હિન્દી રાષ્ટ્રગીતનો અસ્વીકૃત પણ ઉઘાડો ને સરળ અનુવાદ છે. રાઉલેટ ઍક્ટના સંક્ષોભસમયમાં પ્રકટ થયેલ. – કા. ]

# હા ! આખરે ચાલી ગઇ !

૧

મ્હાતો હતો મુજ વ્હાલીને
　　હું શુદ્ધ સાચા જીગરથી,
કૈં કૈં સદા કરતો હતો,
　　પ્રિય મૂર્તિને જોવા સુખી,
કહેતી હતી હા ! સર્વદા
　　ઉરલક્ષ્મી એ મુજ રાંકડી :
'શાને વૃથા શ્રમ આ કરો ?
　　મુજ ભાગ્યમાં સુખ છે નહિ.'

૨

ના જાણતો વિધિનાં લખ્યાં:
　　પુરુષાર્થમાં શ્રદ્ધા હતી;
કૈં　કારમાં　દર્દોમહીં
　　ગાળી જ　એણે　જીંદગી;
ઉપચાર મ્હેં કૈં કૈં કર્યા,
　　સેવા કરી જે જે બની;
કૈં કામમાં આવ્યું નહીં;
　　– હા ! આખરે ચાલી ગઈ.

**ચાઇનાબાગ, ગિરગામ**　　　　**વસન્ત, સં. ૧૯૧૩, ફાલ્ગુન**
**મુંબાઇ, ૭-૩-૧૯૧૭**　　　　**પૃ. ૮૭**

[ વસન્તબ્હેનનું અવસાન સન ૧૯૧૬ ના ઑગસ્ટમાં જન્માષ્ટમીની નજીકના દિવસમાં મુંબાઇમાં થયું હતું. – **કા.** ]

# પિયુ વિના

નવ પડતું કૈં ચૈન,
પિયુ વિના, નવ પડતું કૈં ચેન,
શું શું કહું હું બ્હેન ? પિયુ૦

કૈં કૈં થાયે, કહી ન શકાયે,
જાયે ભરાઈ નેન. પિયુ૦

નવ કાંઈ ગમતું, નવ મન શમતું,
ચડતું શોકનું ઘેન. પિયુ૦

નવ સ્હેવાતું, મળું મળું થાતું;
– પાસ રહું દિનરૈન. પિયુ૦
(સાથ)

માઉન્ટ આબુ, ૩-૫-૧૯૧૭
ગુરુ, રહવાર

વીસમી સદી, નવેમ્બર, ૧૯૧૮
પૃ. ૧૦૬

# હૃદય હો! શાને તું મમતા વધારે?*

( માઢ )

શાને તું મમતા વધારે?
    હૃદય હો! શાને તું મમતા વધારે?
જાવું છે સૌને કો કાળે,
    હૃદય હો! શાને તું મમતા વધારે?
ચાહેલાં ચાલ્યાં જતાં – રહે સ્મૃતિ અવશેષ,
ચંચલ સુખ સંયોગનાં–સ્થાયી વિરહના કલેશ. હૃદય હો! ૦

આત્મા અમર શાસ્ત્રો કહે–કહે વિનશ્વર દેહ;
ચાહે સ્થિરતા સ્નેહની તો કર આત્માના સ્નેહ. હૃદય હો! ૦

ચાઇનાબાગ, ગિરગામ
મુંબાઇ, ૧૩-૬-૧૯૧૭

વસન્ત, સં. ૧૯૧૩, શ્રાવણ
પૃ. ૪૦૦

* મ્હારાં બે સ્વજનો તથા મ્હારા મિત્ર ભાઇ રણજીતરામ વાવાભાઈ મહેતાના અવસાનથી સૂચિત.

# માટે ચાહું હું

( માઢ )

"શાને ચાહે? શાને ચાહે? – પૂછયા કરતાં શું?
નવ રહેવાયે, નવ રહેવાયે – માટે ચાહું હું.
"શાને ચાહું?" ના પૂછયું, ના સમજ્યું ઉદ્દેશ,
અકલિત કો શક્તિતણા અવશ કરે આવેશ.
શાને ચાહે?

આત્માના ઊંડાણથી થતો પ્રબલ પોકાર,
"ચાહું", "ચાહું" થઇ જતું–ચાહું બની લાચાર,
શાને ચાહે?

સ્નેહતરંગો ઉછળે : સ્નેહપૂર રેલાય,
ભરતીનાં ભરભર જલે ઉર તણાયું જાય.
શાને ચાહે?

સ્નેહ જ ભૂખ આત્માતણી – શાને કરૂં ઉપવાસ?
સ્નેહ જ મ્હારૂં શરણ છે, સ્નેહ જ આત્મવિકાસ.
શાને ચાહે?

ગિરગામ, મુંબાઈ
૨૨-૬-૧૯૧૭

વસન્ત, સ. ૧૯૭૬, ચૈત્ર
પૃ. ૮૧

## જ્યાં લગી અંગમાં આત્મા છે
## ત્યાં લગી 'હોમરૂલ', 'હોમરૂલ' કહે

( ૫૬ )

યાં લગી અંગમાં આત્મા છે ત્યાં લગી 'હોમરૂલ', 'હોમરૂલ' કહે;
હોમરૂલ', 'હોમરૂલ' કહે, જીવ્યું સફલ કરી તું લે. જ્યાં.

વતંત્રતા' ને 'સમાનતા' છે બ્રિટિશ તંત્રના મંત્ર,
લ્તનત શરમાયે સારી રહ્યે હિન્દ પરતંત્ર. જ્યાં.

ાપમતીલી અમલદારી સ્હામે હિન્દ–પુકાર,
જાતંત્ર પામ્યેથી થાશે હિન્દતણો ઉદ્ધાર, જ્યાં.

ાત્મમાનને શોભે એવું હિન્દ પામશે સ્થાન,
લ્તનત ને સારી આલમે હિન્દ પામશે પાન. જ્યાં.

હિન્દતણા હૈયે ઉભરાયે કૈં કૈં શુભ અભિલાષ,
વરાજ્ય સાધી હિન્દ ઉડશે ઉંચે ઉંચે આકાશ. જ્યાં.

માગ્યા વિણ મા યે નવ પીરસે' આલમનો કાનૂન;
એક અવાજે હિન્દ પુકારે : 'હોમરૂલ', 'હોમરૂલ'. જ્યાં.

ચાહનાબાગ, ગિરગામ
મુંબાઇ
૨૬, ઑગસ્ટ, ૧૯૧૭

સમાલોચક, સપ્ટેમ્બર, ૧૯૧૭
પૃ. ૪૬૦

જ્યાં લગી અંગમાં આત્મા છે ત્યાં લગી સ્વરાજ્યવાદી રહે;
સ્વરાજ્યવાદી રહે, – સામ્રાજ્યવાદી રહે – જ્યાં૦

"સમાલોચક"માં પહેલી બે લીટીઓ આ પ્રમાણે પ્રકટ થઇ છે, ને તારીખ ૧૫-૮-૧૭ છે. "હોમરૂલ"ની ચળવળમાં **ચન્દ્રશંકરે** આગેવાની કરી હતી અને વકતા તરીકે કીર્તિ પણ પ્રાપ્ત કરી હતી. તે દિવસોમાં એક ભજનની પહેલી પંકિતથી સૂઝેલું આ કાવ્ય છે.–**કા.**]

## સ્વીકાર ના કરવો હતો—વ્હાલા મ્હને તો કાં દીધું ?

૧

ચૂરેચૂરા કીધા જ ત્હેં આ વ્હાલઘેલા ઉરના,
નિર્દય થઈને પૂછતાં સ્હેજે શું તું શરમાય ના ?
મુજ દિલની શી છે દશા ? સમજી શું તું શકતી નથી ?
શાને મ્હને પૂછી પૂછો બળતામહીં ઘી હોમતી ?

૨

"ચાહી શકું તમને નહિ—જીવન સમર્પી ના શકું."
તું કેમ એમ કહી શકે ? શું શાણપણ હમણાં સ્ફુર્યું ?
ઉર ત્હારૂં જો ના જાણતી મ્હારૂં હતું ના ચોરવું,
સ્વીકાર ના કરવો હતો, વ્હાલા મ્હને તો કાં દીધું ?

**ચા**હનાબાગ, ગિરગામ
**મું**બાઇ, ૧૫-૯-૧૯૧૭

**વી**સમી **સ**દી
૧૫, **સ**પ્ટેમ્બર, ૧૯૩૧, પૃ ૧૬૭

[ લખ્યા પછી લગભગ ચૌદ વર્ષ અપ્રકટ રહ્યું હોય એમ લાગે છે; એ બનાવ **ચન્દ્રશંકર**નાં કાવ્યોને માટે બહુ જ અસાધારણ છે. આ "**વીસમી સદી**" એ **હાજી મહમદ**ના ગયા પછીનું, સાપ્તાહિક પત્ર.
— **કા.** ]



## હકભેર લેશે હોમરૂલ હિન્દ હવે તો

### ગંભીર છે ગંભીર છે હા ! હાલત હિન્દની,

[ આ કાવ્યની વધુ હકીકત હજી લગી મળી નથી. પણ 'હોમરૂલ'ની ચળવળના કાળનું છે. — **કા.** ]

# પ્રભુ કરાવે કરવું જી

( માઢની ધૂનમાં )

પ્રભુના સાધન, બન્ધુ! આપણ : પ્રભુ કરાવે કરવું જી;
પ્રભુથી પ્રેરિત, પ્રભુથી રક્ષિત—પછી કોનાથી ડરવું જી?
પ્રભુના સાધન૦

શેઠતણી ચીઠ્ઠીના ચાકર – જોખમો શેઠને શિર;
નિજશક્તિથી નથી ઝઝુમવું – તો કાં બનવું અધીર?
પ્રભુના સાધન૦

લેતાં કાર્યો માથે મ્હોટાં શાને થવું ભયભીત?
સંકુચિત શક્તિના આપણ – પણ પ્રભુશક્તિ અમિત.
પ્રભુના સાધન૦

કાં શરમાવું હાથે ધરતાં ન્હાનાં ન્હાનાં કામ?
ન્હાનમ–મ્હોટપ ભાવે સમાઈ—ના ન્હાને–મ્હોટે કામ.
પ્રભુના સાધન૦

સાધનભાવે કામ જ કરવું કામમાં રાખી ચિત્ત;
પ્રભુ–અર્પિત આત્મા પામે છે પ્રભુતા પૂર્ણ ખચીત.
પ્રભુના સાધન૦

ચાર્નિબાગ, ગિરગામ
મુંબાઇ, ૭–૧–૧૯૧૮

વસન્ત, સં. ૧૯૭૪, માર્ગશીર્ષ
પૃ. ૬૫૯; તથા અલગ પત્રિકા

સૈકાંથી અનેક ભકત હૃદયોએ પુનઃપુનઃ ગાયેલો ભાવ પુનઃ ગાઉં છું તે માટે ક્ષમા યાચવાની જરૂર છે? સ્વરૂપની સુન્દરતા નથી, પણ સચ્ચાઇની સાદાઇ તો છે જ.

# વતન વ્હાલું છોડતાં

( ગઝલ )

વતન વ્હાલું છોડતાં કૈં કૈં ઉરે થતું,
પરિચિત પ્રદેશો ત્યાગતાં ના દિલ ચાલતું. વતન૦

દિવસો જહીં વ્યતીત કીધા માતૃ–અંકમાં,
વીસરી વતન કદાપિ શકે શું મનુષ્યતા ? વતન૦

સ્મૃતિપટે સ્ફુર્યા કરે કૈં બાલક્રીડનો,
નિર્દોષ કૈં તુફાન – કૈં શિશુપરાક્રમો. વતન૦

લીધી દીક્ષા જ્ઞાનની પવિત્ર સ્થાન જે,
જ્ઞાનરક્ત હૃદય તે શું વિસ્મરી શકે ? વતન૦

જીવનના પ્રસંગો કેરાં સ્મરણો જાગતાં,
સંસ્કાર શા શા ના સ્ફુરે સ્વભૂમિ ત્યાગતાં ? વતન૦

ઇચ્છું માત્ર : જીવન–સન્ધ્યા ગાળી અહીં શકું,
સ્નેહે સંકોરાતી જ્યોત અહીં જ બુઝવું. વતન૦

નડિઆદથી મુંબાઇ
૨૪-૪-૧૯૧૮ — વસન્ત ફાલ્ગુન, સં. ૧૯૭૪
બુધ–રાત્રિ — પૃ. ૬૩

[ છેલ્લી બે લીટીઓમાં પ્રકટ થઇ છે તે 'ઇચ્છા', કાંઇક ફરજીઆત સંયોગોને લીધે ને બહુ કરુણ રીતે, પૂરી થઇ હતી. આ લીટીમાં સૂચવેલી રીતે નહિ, પણ જૂદી ને દુ:ખભરેલી રીતે; અને તે કાજે આ કાવ્યનો ભાવ સજીવ હશે કે નહિ એ સવાલ છે. – **કા.** ]

## અબોલ

અલિ, વ્હાલમ બોલાવ્યા બોલે નહિ;
બોલે નહિ, દિલ ખોલે નહિ. અલિ.

"બોલો બોલો બોલ કૈં, આમ શું કરતા છેક?"
વ્હાલા તેમ વધુ વધુ દૃઢ કરતા નિજ ટેક. અલિ.

"કૈં કૈં મીઠ્ઠી કરી કલા આપીશ સુખ અપૂર્વ,"
નવ મોહ્યા મનમોહન, વ્યર્થ પ્રલોભન સર્વ. અલિ.

"બોલીશ ના, જોજો, કદી–પછી મુજ સાથે કામ."
ધમકીથી બીધા નહિ મૌનમૂર્તિ અભિરામ. અલિ.

દંડ દીધો ચુમ્બનતણો–અબોલ મહાઅપરાધ,
વાચા ફુટી નાથને લીધી મુજને પાસ. અલિ.

વિનતિ–પ્રલોભન–ભીતિ ના આવ્યાં કૈં પણ કામ,
માન્યા ચુમ્બનદંડથી મુજ મનના આરામ. અલિ.

સ્નેહજીવન સ્હેલાં નથી–કૈં કૈં થાય અપાય,
પ્રેમતણાં દર્દો પરે ચુમ્બન સર્વોપાય. અલિ.

મહાબળેશ્વરથી મુંબાઇ
૨૪-૫-૧૯૧૮

વીસમી સદી
ઑગસ્ટ, ૧૯૧૮, પૃ. ૭૨

# પ્રકૃતિપૂજન

( માઢની ધૂનમાં )

પ્રકૃતિપ્રેક્ષણ, પ્રકૃતિપૂજન, – મમ ઉરનો ઉલ્લાસ –
સૌન્દર્યસ્ફુરણ – રસવિધૂનન–અદ્ભુત આત્મવિકાસ.
પ્રકૃતિપ્રેક્ષણ.

ગિરિ–ગહ્વર–નદી–સાગરો : પ્રકટિત પ્રભુ પ્રત્યક્ષ;
પ્રભુપ્રતીતિ કાં પ્રાર્થવી – છતાં પ્રમાણો લક્ષ ?
પ્રકૃતિપ્રેક્ષણ.

વનસ્પતિ વન – ઉપવને પાડે પ્રભુપોકાર;
વિશ્વસ્વરૂપી વિભુવીણા વાગે અગણિત તાર.
પ્રકૃતિપ્રેક્ષણ.

સચરાચર સૃષ્ટિ બધી ભાસે અપરંપાર;
જોઉં – મોહું – ને કરૂં સમૌન સાક્ષાત્કાર.
પ્રકૃતિપ્રેક્ષણ.

અભિન્ન અનાદિ યુગ્મની લીલા અસંખ્ય સોહાય;
પ્રકૃતિ – પુરુષ – પ્રવાહમાં આ ઉર – ઉર્મિ વિલાય.
પ્રકૃતિપ્રેક્ષણ.

**નર્મદાતીરે**
**આલસર, ૨૪-૭-૧૯૧૮**

**વસન્ત, સં. ૧૯૭૪, આષાઢ**
પૃ. ૨૮૧

# વ્હાલા, વઢતા ન હો તો કેવું સારૂં ?

વ્હાલા, વઢતા ન હો તો કેવું સારૂં ?
કેવું સારૂં ? – બોલો, કેવું સારૂં ? વ્હાલા.

ખરૂં, કહેવા છતાં સાળું ભૂલી જવાયે,
બળ્યું, સંભાળું તો પણ ત્રીજુંજ થાયે,
નર્યું ભૂસું આવીને મૂઉં ક્યાંથી ભરાયે ? વ્હાલા.

કબૂલ, પ્રિય, મીઠાં લાડ લડાવો,
મંજુર, છૂટથી મ્હોંએ ચઢાવો,
હુજુર, પણ ખીલ્યે કેવા અડાવો ? વ્હાલા.

વ્હાલા, ભાવના કરો કાં મ્હોટી મ્હોટી ?
વ્હાલા, જેવી છું તેવી શું લાગું ખોટી ?
વ્હાલા, નભાવો તો ? ભલે ભૂલો કોટિ ? વ્હાલા.

માલસર, ૨૫-૭-૧૯૧૮ ગરવી ગુજરાત, ૧૯૨૨

# નર્મદાતટે સાયંકાલ

અહા ! શો સુન્દર સાયંકાલ !
　　કોમલ વ્યોમ વિશાલ ! —　　　　અહા !

ઈશાનકોણે વિન્ધ્યાચલની ગિરિમાલ શોભાય,
દૂર ક્ષિતિજમાં શ્યામલ ઘેરી – અભ્રતણો ભ્રમ થાય.
　　　　　　　　　　　　　　　　અહા !

એ દિશથી વ્હેતાં નર્મદાજી પશ્ચિમદિશમાં જાય,
ચાતુર્માસે મલિનસલિલા – યૌવનપૂર છલકાય.
　　　　　　　　　　　　　　　　અહા !

દ્રુમસમૂહે અર્ધાચ્છાદિત ગ્રામ્ય દૃશ્ય દેખાય,
એક તટેથી બીજા તટ પર પનાઈ આવે-જાય.
　　　　　　　　　　　　　　　　અહા !

દૂરદૂર દૃષ્ટિસીમાન્તે સૂર્યદેવ સુહાય,
પ્રચંડ તાપે તપ્ત થઇ, શું શીતલ જલમાં ન્હાય ?
　　　　　　　　　　　　　　　　અહા !

ચિત્રવિચિત્ર રમણીય રંગે ગગન સહુ રંગાય,
સૌમ્ય બનીને સૂર્યદેવતા અસ્તાચલ પ્રતિ જાય.
　　　　　　　　　　　　　　　　અહા !

નર્મદાતટે, માલસર　　　　　　વસન્ત, માર્ગશીર્ષ, સં. ૧૯૭૫
૨૭-૭-૧૯૧૮　　　　　　　　　પૃ. ૫૬૧

# દ્વિતીય સંવત્સરી

( મરાઠી સાખી )

૧

વિરહવ્યથાના ઘેને અજાણ્યાં વર્ષો વીતી જાયે,
પ્રેમપ્રતિમા સ્મરણપટેથી લેશે ન લુપ્ત જ થાયે,
સ્ફુરતી વિવિધ સ્વરૂપે સદાયે–શું સ્નેહમૂર્તિ વીસરાયે ?

૨

સંવત્સરી આ બીજુંય આવ્યું પ્રિયતમાનું આજે,
ગુણૈકગ્રાહક ઉરઘુમ્મટમાં પ્રિયગુણકીર્તન ગાજે,
નહિ અન્ય તહીં છાજે – જહીં પ્રેમ પ્રત્યક્ષ વિરાજે.

૩

પ્રભુ, કુસુમ છે કૂંળું અનેરૂં,–રક્ષણ એનું કરજો,
કરી કલાઓ કૈં કૈં કૂંળી સંતાપસંભવ હરજો,
વિનતિ વિરહીની સાંભળજો :'મ્હારી વસન્તને સાચવજો.'

નાગરવાડા, નડિઆદ
જન્માષ્ટમી, ૨૯-૮-૧૯૧૮

વસન્ત, શ્રાવણ, સં. ૧૯૭૪
પૃ. ૩૩૭

# ખુલાસા કાં પછી કરવા?

( ગઝલ )

જગતના ઝેરી નાગો સૌ ભલેને મારે ફૂંફવાડા,
અમીમય પાક દિલ મોજુદ – ખુલાસા કાં પછી કરવા?
જગતમાં જાળ પાથરવા ભલેને નિન્દકો મથતા,
નિખાલસ બોલ છે મોજુદ – ખુલાસા કાં પછી કરવા?
જગતને ગંદુ કહેનારા કીચડકીડાની શી પરવા?
સફાઇ કામની મોજુદ – ખુલાસા કાં પછી કરવા?
જગતમાંયે પડ્યા કૈં કૈં ખરાખોટાના જોનારા,
અદલ ઇન્સાફ છે મોજુદ – ખુલાસા કાં પછી કરવા?
જગતની જો છતાં આંખે હશે અન્ધારના પાટા,
ખુદા છે ખલ્કમાં મોજુદ – ખુલાસા કાં પછી કરવા?

**નાગરવાડા, નડિઆદ**
**૧૨–૯–૧૯૧૮**
**ગુરુ–મધ્યરાત્રિ**

પ્રજામિત્રનો ખાસ અંક

# ભલે ગણજો મ્હને ભૂંડો

( ગઝલ )

ભલે ગણજો મ્હને ભૂંડો, ભલે કહેજો મ્હને ભૂંડો,
ખરી હું વાત કહેનારો, ન રહેનારો, ન રહેનારો.

સહીશ હું વાક્-પ્રહારો સૌ, સહીશ હું ગેરઈન્સાફો,
કહીશ જે લાગશે સાચું, ન રહેનારો, ન રહેનારો.

કદર કે બેકદરની કૈં નહિ દરકાર કરનારો,
નિખાલસ દિલની વાતો હું કહેનારો, હું કહેનારો.

ધીરજ, શાન્તિ ને યુક્તિથી કરીશ હું પ્રિય મુજ શબ્દો,
પરંતુ સત્ય કહેનારો, ન રહેનારો, ન રહેનારો.

જળે છે આ જીગર મ્હારૂં, નહિ હું જોઈ રહેનારો:
જગતના હિતને માટે હું શિર સાટેય કહેનારો.

નાગરવાડા, નડિઆદ
૧૪-૯-૧૯૧૮
શનિ-મધ્યાહ્ન

પત્રિકા તથા સમાલોચક, ૧૯૧૮
ઑકટોબર, પૃ. ૫૬૬

# नूतन वर्षाभिनन्दनम् ।

१

શમજો વિગ્રહો સર્વે ! સર્વત્ર શાન્તિ જામજો !
લોકતંત્ર તણી સદ્ય સર્વત્ર સ્થાપના થજો !

૨

સામ્રાજ્યનાં સહુ અંગે લોકતંત્ર ધ્વજા સ્ફુરો !
સ્વાતંત્ર્યમય સામ્રાજ્ય સ્વતંત્ર હિન્દ શોભજો !

નાગરવાડા, નડિઆદ
૨૪-૧૦-૧૯૧૮
દીપોત્સવી, સં. ૧૯૭૪ (કાર્ડ)

# થયું એક આજ ગુજરાત

( જય જય ગરવી ગુજરાત – એ છાયા )

થયું એક આજ ગુજરાત,
લોક-પ્રભુની પૂજા કાજ. થયું૦

ધન્ય ધન્ય ભૂમિ, નટપુરની આમંત્ર્યું ગુજરાત,
પરિષદ્‌માં પધરાવ્યા ભાવે લોક-પ્રભુ સાક્ષાત. થયું૦

પંચમહાલે પ્હેલ કરીને લ્હાવ લીધો અદ્‌ભુત,
ગાંધીજીના પુણ્ય હસ્તથી કરાવ્યું ખાત મુહૂર્ત. થયું૦

રચશે મન્દિર લોકધુરંધર વિઠ્ઠલભાઈ પટેલ,
લોકતંત્રમય જીવનની જ્યાં થાશે રેલમરેલ. થયું૦

અવતરશે કૈં કૈં કારીગર ધરી કલ્પના ભવ્ય,
લોક-પ્રભુમન્દિર રચવામાં અર્પણ કરશે દિવ્ય. થયું૦

લોક-પ્રભુની પૂજા એ છે સાર્વત્રિક યુગધર્મ,
નટપુરે એ ધર્મબુદ્ધિથી કીધું કર્તવ્ય કર્મ. થયું૦

નાગરવાડા, નડિઆદ
૩૦-૧૦-૧૯૧૮

સમાલોચક, ડિસેમ્બર, ૧૯૧૮
પૃ. ૬૩૧

## "છે જીગરને સાટે જીગર"– મશહૂર પ્રેમકરાર એ

૧

ચાહી હતી – ચાહું હજી –
 શા સ્નેહના આવેશથી ?
આપ્યું જીગર – આપ્યું બધું
 – શું શું કહું મુજ જીભથી ?
સર્ટિફિકેટો સ્નેહનાં
 સ્હાતાં દિલો ધરતાં નથી;
વધુ શા પૂરાવા પ્રેમના
 જખ્મી જીગરના જખ્મથી ?

૨

રે બેકદર ! મુખ બન્ધ કર,
 બતલાવ ના તુજ ચાતુરી,
બસ કર સફાઈ તું બધી,
 – બચ્ચાં શું તું સમજાવતી ?
ખાલી ન કોલો પ્રેમના
 ભૂખ્યા જીગરને તૃપ્તિ દે :
" છે જીગરને સાટે જીગર "
 – મશહૂર પ્રેમકરાર એ.

આઇનાબાગ, ગિરગામ
મુંબાઇ, ૨૮-૧૨-૧૯૧૮
શનિ, રાત્રિના ચાર

વીસમી સદી, જૂન, ૧૯૧૮
પૃ. ૨૩૧

# હૃદય હો ! લાગણીઓ કાં લડાવે ?

લાગણીઓ કાં લડાવે ?
હૃદય હો ! લાગણીઓ કાં લડાવે ?
આખર એ હા ! રડાવે !
હૃદય હો ! લાગણીઓ કાં લડાવે ?

ભાવભૂખ્યું આ કૂણું હૈયું પ્રેમપાશ ગૂંચાય,
નવ લીન થાતું–નવ છૂટાતું–દિલ લાચાર મૂંઝાય.
હૃદય હો ! લાગણીઓ કાં લડાવે ?

સ્નેહસુધાનું તરસ્યું (ભૂખ્યું) મૃગલું અવશ તણાયું જાય;
નિર્મલ માની મમતા કરતાં જોજે રખે પસ્તાય.
હૃદય હો ! લાગણીઓ કાં લડાવે ?

સખ્ત નિયમ છે સંસારીના–સખ્ત વળી પ્રયોગ;
સખ્ત થશે આઘાત હૃદય હો ! અસહ્ય થશે વિયોગ.
હૃદય હો ! લાગણીઓ કાં રડાવે ?

ચાર્નીબાગ, ગિરગામ
મુંબાઇ, ૯-૧-૧૯૧૯

વસન્ત, પૌષ, સં. ૧૯૭૫
પૃ. ૬૬૭

સ્ત્રીઓ અને પુરુષો વચ્ચે સ્વાભાવિક જાતીય આકર્ષણ (sexual attraction) હોય છે. આ નૈસર્ગિક ભાવ ભિન્ન ભિન્ન સ્વરૂપોમાં પ્રતીત થાય છે. સુધરેલી સ્વતંત્ર અને સ્ત્રીજાતિને માટે સન્માનયુકત પ્રજાઓમાં સંસ્કારી સ્ત્રીપુરુષોની પરસ્પર મૈત્રી નિર્દોષ અને સ્વાભાવિક ગણાય છે. હિન્દુઓમાં એવો સંબન્ધ વસ્તુતઃ અશકય છે. સ્ત્રીસહવાસની શુદ્ધ તૃષ્ણાથી યુકત કોઇ પુરુષ તેવી મૈત્રી રચવા પ્રયાસ કરે છે તો તે શંકાનો અને નિન્દાનો ભોગ બને છે. સ્ત્રીમિત્ર પ્રતિની નિર્મળ મમતાના પ્રવાહમાં તણાતા એક હૃદયને આ સાવચેતી છે. પ્રસંગની કરુણતા–શુદ્ધ સ્નેહની ભૂખ તથા રૂઢિનો ત્રાસ એ બેની વચ્ચે ઝોલાં ખાતા હૃદયની મર્મવેધક મૂંઝવણ - વાચકનું લક્ષ ખેંચ્યા વિના ભાગ્યે રહેશે.

## ક્યાં હા ! કૂંળો કરસ્પર્શ એ જે સ્નેહશાન્તિસુધા સ્રવે ?

ભૂતકાળનાં સ્મરણો ધસે
 આજે મગજ મૂંઝાવતાં,
સંતપ્ત કરતાં–ક્ષુબ્ધ કરતાં
 — ભાનને વિસરાવતાં;
ભડભડ બળે આજે અહા !
 ભડકા ભયંકર ચોદિશે,
તત્કાલની ચિન્તાચિતા
 સ્વાહા કરે ઉરશાન્તિને.

ભાવિતણી ભૂતાવળો કૈં
 કલ્પના જગવ્યાં કરે;
હા ! સૌ વ્યથાઓ સામટી
 કમ્પાવી નાંખે ઉરને !
— શું શાન્ત કરવા છે ન કૈં
 સંક્ષુબ્ધ આ મસ્તિષ્કને ?
ક્યાં હા ! કૂંળો કરસ્પર્શ એ
 જે સ્નેહશાન્તિસુધા સ્રવે ?

વસન્તવિહાર, નેપીઅન સી રોડ,
મુંબાઇ, ૨૮-૧-૧૯૧૯

સમાલોચક, ફેબ્રુઆરી, ૧૯૧૯
પૃ. ૬૭

# સમજાવશો કો ફિલ્સુફી ઉન્હાં ઉન્હાં ચુમ્બનતણી?

સમજાવશો કો ફિલ્સુફી
ઉન્હાં ઉન્હાં ચુમ્બનતણી?

તલપ્યાં કરે સ્નેહી જનો
કાં ચૂમવા ફરી ને ફરી?

કહેશો નહિ કરીને કૃપા :
"છે ભૂખ એ તો દેહની"–

એવા ખુલાસા ડાહ્યલા
સંતોષતા દિલને નથી.

સ્નેહાગ્નિ હોમ બળ્યા કરે
સ્નેહીજનોના ઉરમાં,

ઉજ્જ્વલ શિખાઓ તે તણી
છે ચુમ્બનો ઉષ્મા ભર્યાં;

ધીકતી શિખાઓ અર્પું હું
અનિવાર્ય આવેશો ભર્યાં,

લેજે પ્રિયે! લેજે પ્રિયે!
ગરમાગરમ આ ચુમ્બનો.

વસન્તવિહાર, નેપીઅન સી રોડ
મુંબાઈ, ૨૮-૧-૧૯૧૯

વીસમી સદી, માર્ચ ૧૯૧૯
પૃ. ૪૭૯

[ ચંન્દ્રશંકરનાં કાવ્યોમાં એવો કોઇક ગુણ લાગે છે કે એ વાંચીને બીજા કોઇકને પણ ત્હેનો જવાબ લખવાની કે ત્હેની કાંઇક અનુકૃતિ કે parody કરવાની ઉશ્કેરણી થઇ જાય. આ provocativeness–ઉદ્દીપનનાં ઉદાહરણ અગાઉ અપાઇ ચૂકયાં છે. (જુઓ પૃ. ૧૪, ૩૭, ૩૮, ૩૯.) સ્નેહી તથા મિત્રમંડળમાં તો આવી ઘણી પંકિતઓ વાર્તાવિનોદમાં રજુ થઇ જતી, ને તેમાંની કોઇ કોઇ તો બહુ રસભરી ને પ્રાસાદિક પણ લાગતી. ઉપરના કાવ્યની ઉપર તો ઓછામાં ઓછાં બે પ્રતિ-કાવ્યો પ્રકટ થઈ ચૂકયાં છે. તે બન્ને નીચે આપ્યાં છે. વાચકને કદાચિત્ એમાં મઝા આવશે. પ્રથમ ને વધુ ચમત્કારવાળા પ્રતિકાવ્યના લેખકનું નામ પ્રકટ થયું નથી. કોઇ ગગનભાઇનું નામ દેતું હતું : ગમે ત્હેનું હોય પણ તેથી ચંદ્રશંકરને પોતાને જેટલી ગંમત થઇ હતી, તેટલી જ હજી આજના વાંચનારનેય મળી શકે એવા ચમકારવાળું તે છે.

બીજું કાવ્ય ગંભીર છે. નડિઆદના જ – અમારા એક સંબન્ધી ને બહુ આશાસ્પદ યુવક રતિપતિરામ ઉદ્યમરામ પંડ્યાનું તે છે. એમણે ટુંકા જીંદગીમાં સારી શકિતનો પરચો પોતાના લેખોથી ગુજરાતને બતાવી દીધો છે. એ કાવ્ય "વીસમી સદી" માં જ ભાઇ હાજીએ પ્રકટ કરેલું : માલીનાં ચિત્રોની સાથે. – કા. ]

## સમઝાવશો કો ફિલ્સુફી ઉન્હાં ઉન્હાં ભજીયાં તણી?

લેખક : ભજીયાંકર ચટણી

સમઝાવશો કો ફિલ્સુફી
ઉન્હાં ઉન્હાં ભજીયાં તણી?
તલપ્યાં કરે ભુખ્યાં જનો
કાં ઓરવા ફરી ને ફરી? ૧

કહેશો નહિ કરીને કૃપા
છે લાલસા એ જીભની
એના ખુલાસા ડાહ્યલા
સંતોષતા ભુખને નથી. ૨

જઠરાગ્નિહોત્ર બળ્યાં કરે
ભુખ્યા જનોના પેટમાં
ઉજ્જ્વલ શિખાઓ તે તણી
ભજીયાં ખરે! મર્ચાં ભર્યાં. ૩

ભજીયાં મઝાનાં અર્પું છું
ઉન્હાં ઉન્હાં તેલે તળ્યાં
લેજો ત્હમે હેતે ભર્યાં
ગરમાગરમ ભજીયાં ઘણાં. ૪

## "હા, એજ છે આ ફિલસુફી આવેશભેર ચુમ્બનતણી"

( રતિપતિરામ ઉ. પંડયા, બી.એ. )

૧

આકાશમાંના મેઘને વિજળી ચુમે આવેશથી,
સૌન્દર્ય સૃષ્ટિનું વધારે સતત ચમકારા કરી;
વળી મેઘ ચુમે ધરણીને વૃષ્ટિ કરી પુર જોસમાં,
ન્હાવી જાય ધરણી સ્હેજમાં, પણ વિશ્વના કલ્યાણમાં.

૨

કદી શાન્ત શીતલ રાત્રિએ, પરિપૂર્ણ ચન્દ્ર ખિલી રહે,
દિસે રૂપેરી રસધરા, નિજ નાથને પ્રેમે લસે;
વર્ષાવી ચન્દ્ર સુધા વસુધા, ચુમતા તલ્લીન રહે,
પણ ઔષધી સૃષ્ટિ–જીવન એ ચુમ્બનોથી પરિણમે.

૩

માતા ચુમે નિજ બાળને, ચુમે પરસ્પર દમ્પતી,
પ્રભુપાદપંકજ ભક્ત ચુમે, રીત સૌની એ જુદી;
ઉદ્ધારવા નિજ દેશને અસિધારનાં ચુમ્બન કરી,
રણમાં ઘુમ્યા બહુ વીર એવી અજબ છે ચુમ્બનરીતિ.

૪

સુન્દર સમરકન્દાદિ દેવા રસિક કવિ કો તલસતો
ચુમ્બન કરી કોમલ મધુરાં યુવતી ગાલ તરંગનાં;
વૉશિંગ્ટને લ્હાવો લીધો સ્વાતંત્ર્યનાં ચુમ્બન કરી;
હા, એજ છે આ ફિલસુફી આવેશભર ચુમ્બન તણી.

વીસમી સદી, ઑક્ટોબર, ૧૯૨૦, પૃ. ૬

# રજની નથી જીવન બધું

દિન દોહ્યલા આ દુઃખના
ચાલી જશે – ચાલી જશે,

પતિપ્રેમની આશા સહુ
પૂરી થશે – પૂરી થશે.

આજે નજર ના નાંખતો
–વિચાર ના ત્હારો કરે,

એ દિન બ્હેની! આવશે
–પતિ એ જ તુંમય થઈ જશે.

સુખદુઃખના તન્તુથકી
આ જીવનપટ્ટ વણાય છે,

કૈં શ્વેત છે – કૈં શ્યામ છે,
કૈં તેજ કૈં અંધાર છે;

રજની જશે – દિન આવશે
– શું હું કહું તુજને વધુ?

બ્હેની! ન હિમ્મત હારતી–
રજની નથી જીવન બધું.

વસન્તવિહાર, નેપીઅન સી રોડ
મુંબાઈ, ૩૦-૧-૧૯૧૯

શ્રીહિતોપદેશ

[ આ કાવ્ય લખાયું તે અરસામાં ચન્દ્રશંકર દમથી ખૂબ હેરાન હતા. શેઠ રતનશી ધરમશી મુરારજીને બંગલે તે રહેતા હતા. "રજની નથી જીવન બધું" એ નિર્વિવાદ રીતે ગુજરાતી ભાષામાં કોઈએ પણ લખી હોય તેવી સરળમાં સરળ, સુન્દરમાં સુન્દર, અતિ ગંભીર છતાં એક બહુ આશા આપતું–પ્રેરણાદાયક સત્ય રજુ કરતી કાવ્યપંક્તિ છે. – કા. ]

# જો વ્હાલાં હો ! ચહો

( ગઝલ )

આવેશભર્યાં ઉરથી જો, વ્હાલાં હો ! ચહો,
દર્શાવતાં તો કાં નહિ ? – સંકોચ કાં સહો ?

ઉભરાય હૈયું ભાવથી, પ્રિય ! તો ન કાં કહો ?
ખોલી મુખ ખાલી કરો – ભાર કાં વહો ?

શરમાવું આમ સ્નેહમાં શોભે ન, પ્રાણ, હો !
જો દિલ ચાહે ભેટવા તો દૂર કાં રહો ?

વિહાર ચાહો વ્યોમના જો, પંખીડાં, અહો !
તો આમ રૂઢિપાશમાં રે ! બદ્ધ કાં રહો ?

"સ્નેહી સર્વ છે અભિન્ન" મર્મ એ લહો,
જો સ્નેહી છીએ આપણે તો ભિન્ન કાં રહો ?

વસન્તવિહાર, નેપીઅન સી રોડ
મુંબાઇ, ૧૩-૨-૧૯૧૯

વીસમી સદી, ઑકટોબર, ૧૯૧૯
પૃ. ૩૬

## કાળજડાં હો! કહોને કૂળાં કાં થયાં?

કાળજડાં હો ! કહોને કૂળાં કાં થયાં ?
જાણો શું ના વજ્રસમો વ્યવહાર જો ?
છેક જ સીધાં–છેક જ ભોળાં શું રહ્યાં?
જાણો શું ના માયામય સંસાર જો ?–કાળજડાં૦

જગજનનીતિ – જગજનરૂઢિ ભિન્ન છે,
ભિન્ન જ સાદી સાધુજનની રીત જો;
ધૃષ્ટ પ્રહારો જગની ઝેરી જીભના
કેમ કરીને સ્હેશો ઉર વિનીત જો ?–કાળજડાં૦

સ્વર્ગવિહારી શ્વેત જ પંખીડાં તમ્હેં,
દુનિયાડાહ્યા શ્યામ નરકનિમગ્ન જો;
માગું નિરન્તર, વ્હાલાં ! હું તો એટલું:
તમ પર હોજો પ્રભુરખવાળું અખંડ જો !–કાળજડાં૦

વસન્તવિહાર, નેપીઅન સી રોડ
મુંબાઇ, ૨૦-૨-૧૯૧૯

વસન્ત, સં. ૧૯૭૫, માઘ
પૃ. ૧

## સૂકો શો ભૂમિપ્રદેશ વિશાલ !

સૂકો શો ભૂમિપ્રદેશ વિશાલ !
ઘેરી ક્ષિતિજગિરિમાલા ! સૂકો શો૦

ઠૂંકાં વૃક્ષો તાપબળેલાં છૂટાં એકલવાય,
શ્યામ શિલાઓ છૂટી છૂટી અર્ધસૂતી દેખાય.
સૂકો શો ! ૦

ઉજ્જડ આવાં શીદને કીધાં હશે પ્રભુએ વેરાન ?
અન્ન વિના ભૂખે તરફડતાં ખોતાં પ્રાણી પ્રાણ.
સૂકો શો ! ૦

ખીચોખીચ જંગલઝાડીથી દાખવવા શું વિરોધ
કીધા હશે આ શુષ્ક પ્રદેશો ?–કે એ પ્રભુના ક્રોધ ?
સૂકો શો ! ૦

અથવા કાં દિલ કારણકામી શોધે સૃષ્ટિરહસ્ય ?
ભક્તિભર્યાં હૃદયે ભોગવ તું પ્રભુનિર્મ્યાં સૌ દશ્ય.
સૂકો શો ! ૦

ઝાંસીથી આગ્રા જતાં, ટ્રેનમાં
૨૬-૨-૧૯૧૯

સમાલોચક, માર્ચ, ૧૯૧૯
પૃ. ૧૩૬-૭

# દિલની આગ કહીં બૂઝવવી ?

આગ કહીં બૂઝવવી ?
દિલની
આગ કહીં બૂઝવવી ?

દિલની દિલમાં શમવવી;
દિલની
આગ કહીં બૂઝવવી ?

દિલ દિલ સળગે હોળી ભયાનક:
શાને વધુ ચેતવવી ?
દિલની
આગ કહીં બૂઝવવી ?

બૂઝવી શકું ના આગ બીજાની,
મુજ કમીમાં કમી ખમવી;
દિલની
આગ કહીં બૂઝવવી ?

**બાગ મુઝફ્ફરખાન**
**આગ્રા**, ૧૪-૩-૧૯૧૯

**વસન્ત**, સં. ૧૯૭૫, **જ્યેષ્ઠ**
પૃ. ૨૨૫

[ હવાફેર માટે **ચન્દ્રશંકરે** ઘણાં ઘણાં સ્થળ અજમાવ્યાં હતાં. તેમાં એ માસને માટે **આગ્રાને** પણ અજમાવ્યું હતું. સંયોગવશાત્ આપણા દેશના જીવનમાં પણ એ કાળ બહુ મહત્ત્વનો થઇ ગયો.

— **કા.** ]

# દુઃખની વાત કહીં જઇ કરવી?

વાત કહીં જઈ કરવી?
દુઃખની
વાત કહીં જઈ કરવી?

પ્રિય વિણ કોને સુણવવી?
દુઃખની વાત કહીં જઇ કરવી?

પ્રેમકૂંજો શું પ્રિય મુજ પીડું?
–દિલની દિલમાં શમવવી. દુઃખની૦

પ્રિયજનવીતી સૂણું સમભાવે,
–આપવીતી આપ સહવી. દુઃખની૦

બાગ મુઝફ્ફરખાન
આગ્રા, ૧૪-૩-૧૯૧૯

સમાલોચક, જુલાઇ, ૧૯૧૯
પૃ. ૩૬૨

# મુક્તિ સનાતન તું દે

( આશાગોડી )

મુક્તિ સનાતન તું દે,
દયામય !
મુક્તિ સનાતન તું દે.
જંજાળ હરી સહુ તું લે,
દયામય !

માયા–પાશે ફસાયો જાતે,
– બન્ધ છોડયા નવ છૂટે.
દયામય !

મુક્તિ-પ્રયાસો સહુ કરી થાકયો,
– શરણુ હવે એક તું છે.
દયામય !

**બાગ મુઝફ્ફરખાન** વસન્ત, સં. ૧૯૭૫, **ભાદ્રપદ**, પૃ. ૩૯૩
**આગ્રા**, ૧૫-૩-૧૯૧૯ પત્રિકા, "કાવ્યકુંજ"

# નીંદર હો ! શાન્તિ મીઠી કૈં દેને

શાન્તિ મીઠી કૈં દેને,
નીંદર હો !
શાન્તિ મીઠી કૈં દેને.

શ્રાન્તિ બધી હરી લેને,
નીંદર હો !
શાન્તિ મીઠી કૈં દેને.

રોજની સાથી, આજ શું જાતી?
આમ રીસાતી તું શેને?
નીંદર હો !
શાન્તિ મીઠી કૈં દેને.

થાકી ગયો છું, અવશ થયો છું,
ગોદ મીઠી મહીં લેને,
નીંદર હો !
શાન્તિ મીઠી કૈં દેને.

બાગ મુઝફ્ફરખાન
આગ્રા, ૧૫-૩-૧૯૧૯

સમાલોચક, ઑક્ટોબર, ૧૯૧૯
પૃ. ૪૭૦

# કૂંળા કૂંળા ભાવ

( સોરઠ )

જાગે કૂંળા કૂંળા ભાવ !
પ્રિય ! શું શું કરી હું ધરાવું ? જાગે૦

ધીમો સ્નેહસમીર કૈં વાયે, આછું ઉરસરવર લહરાયે,
અહા ! શો એ અલૌકિક લ્હાવ ! જાગે૦

કેવલ પ્રિયજનસેવા સૂઝે, કેવલ પ્રિયગીત આત્મા ગુંજે,
અહા ! શો અજબ પ્રેમપ્રભાવ ! જાગે૦

બાગ મુઝફ્ફરખાન
આગ્રા, ૧૬-૩-૧૯૧૯

વીસમી સદી, ઑગસ્ટ, ૧૯૧૯

# અધીરતા

હજી વ્હાલમ "આવીશ" કહી આવ્યા નહીં !
આવ્યા નહીં ! ખબર કહાવ્યા નહીં ! હજી.

અલી ! વ્હાલમની વાટ જોઉં એકીટશે !
અલી ! રોકાઈ એ તે ક્યાં ગયા હશે ?
અલી ! બોલને, ક્રૂર થઈ આમ શું હસે ? હજી.

અલી ! તર્કો-વિતર્કો વેગથી ધસે,
અલી ! બોલને, એમને શું થયું હશે ?
અલી ! મૂગી, બળ્યું, ક્યાં સુધી બેસશે ? હજી.

બાગ મુઝફ્ફરખાન
આગ્રા, ૧૬-૩-૧૯૧૯

વીસમી સદી, મે, ૧૯૧૯
પૃ. ૧૧૫

# ધન્ય ધર્મવીર અવસાન !

ધન્ય ધર્મવીર–અવસાન !
ધન્ય ધર્મસમર્પિત પ્રાણ ! ધન્ય૦

મરણજીવન છે સૃષ્ટિલીલા : તત્ત્વ બેય સમાન;
મરણ નથી તે જીવન સાચાં જે ધર્મે કુરબાન.
ધન્ય૦

જંગે ઝૂઝવું ધર્મસમર્પિત ધર્મવીરોની લ્હાણ;
"સનાતન જીવન ધર્મસમર્પણ": સર્વ શાસ્ત્ર પ્રમાણ.
ધન્ય૦

**બાગ** મુઝફ્ફરખાન
**આગ્રા**, ૨૨-૩-૧૯૧૯

**સમાલોચક**, **ઑક્ટોબર**, ૧૯૨૦
પૃ. ૫૦૧

[ **ગાં**ધીજીનીય પહેલાં જે '**મહા**ત્મા'ના લોકનામથી મશહૂર થયા હતા એવા, **આર્ય**સમાજના એક વડા નેતા **મુ**ન્શીરામ જે પાછળથી **સ્વા**મી **શ્ર**દ્ધાનન્દનામી થયા હતા, એમના અવસાનના – ખૂનના સમાચાર પછી તરત લખેલ. – **કા.** ]

## મક્કમ હમારૂં દિલ છે—
## દિલ્હી ભલેને દૂર હો !

કૈં ધૈર્યપાઠ પઢી પઢી
રીઢા થયેલા હિન્દને,
"સમભાવમય" સત્તાધીશો
ઇતિહાસ કેરી યાદ દે :

"સ્વાતંત્ર્યદુર્ગ તું સાધવા
હો હિન્દ! ના અધીરો થજે!
હજી દૂર છે–હા! દૂર છે –
દિલ્હી હજી બહુ દૂર છે."

દૃઢનિશ્ચયી વિરમે નહીં
નિજ સાધ્યની સિદ્ધિ વિના,
સ્વાતન્ત્ર્ય-સાધક હિન્દઓ!
હિમ્મત જરી ના હારતા!

આકાશભેદી ગર્જના
એકે અવાજે ગર્જજો :
"મક્કમ હમારૂં દિલ છે –
દિલ્હી ભલેને દૂર હો!"

**બાગ મુઝફ્ફરખાન**
**આગ્રા, ૨૨-૩-૧૯૧૯**

**સમાલોચક, ડીસેમ્બર, ૧૯૧૯**
પૃ. ૬૪૧

**મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ** રીપોર્ટમાં "Delhi is yet far off" એવું "અધીરા ભાવનાશાલી" હિન્દીઓને કહ્યું છે ત્હેના ઉત્તરરૂપે.

# અજબ શા નવજીવનના સ્પન્દ !

( આશાની ધૂનમાં )

અજબ શા નવજીવનના સ્પન્દ !
અજબ આજ આનન્દ ! અજબ શા૦

હજી કાલે તો કેમ વીતાવી કેવલ કારમી રાત !
કહી ન શકાયે – સહી કેમ જાયે ? – કાલરાત્રિ સાક્ષાત્ !
અજબ શા૦

દુઃખી દિલોના દૈવી દિલાસા સ્નેહીજનસહવાસ !
વ્યર્થ કીધા દિલહીન દર્દે હા ! સર્વ સ્નેહીપ્રયાસ !
અજબ શા૦

હેતફૂંળાં હૈયાં મુજ દુઃખે દુઃખી રખેને થાય !
છેતરવા હું સ્મિત કરતો પણ – દર્દ સહ્યું ના જાય !
અજબ શા૦

અજબ અચિન્તિત નિદ્રા આવી શાન્તિસુધા સાક્ષાત્ !
અજબ ભયંકર દર્દ – રાત એ ! – અજબ આજ પ્રભાત !
અજબ શા૦

અજબ ચેતન ! – અજબ પ્રેરણા ! – અજબ અહો ! આહ્લાદ !
અજબ અજબ ! – જોઉં ને મોહું ! – અજબ બસ ઉન્માદ !
અજબ શા૦

અજબ પ્રભુ ! તું ! – અજબ લીલા તુજ ! – અજબ ત્રાસ–ઉલ્લાસ !
દુઃખદ રાતો – સુખદ પ્રભાતો : અજબ આત્મ વિકાસ !

બાગ મુઝફ્ફરખાન
આગ્રા, ૨૯-૩-૧૯૧૯

સમાલોચક, એપ્રિલ, ૧૯૧૯
પૃ. ૧૮૭

## પ્રભુને

સંપૂર્ણતાનો સિન્ધુ તું,
　　કાં સૃષ્ટિ તો દોષે ભરી?
સંપૂર્ણ થાતાં આવડે,
　　શીખવાનું શું કરતાં હજી?

સૃષ્ટિ રચેલી ત્હારી કે
　　નિર્દોષ શું ગમતી નથી?
કે શું ત્હને યે લાગતી
　　સંપૂર્ણતા સૂકી – લુખી?

માનવ અમ્હેં દોષે ભર્યાં:
　　શું દોષ તેથી ચાહીએ?
કે સૃષ્ટિ વ્હાલી લાગતી
　　ત્હારી રચેલી તેથી એ?

મૂંઝાઈ હું તો જાઉં છું—
　　સમજી શકું ના ફિલ્સુફી;
સમજું પ્રભુ! હું એટલું
　　આ સૃષ્ટિ વ્હાલી લાગતી.

બાગ મુઝફ્ફરખાન
આગ્રા, ૨૯-૩-૧૯

કાવ્યકુંજ

## કહેશો નહિ ક્રૂર સત્ય એ

કૈં કૈં પ્રસંગો આવતા
    પ્રેમીજનોના જીવનમાં,
જવ સ્નેહનાં ઔદાર્ય ને
    વળી ધૈર્ય પણ ખૂટી જતાં,

પ્રિય-મર્મને નાંખે વીંધી
    એ બોલ કહેવા ઉર ધસે :
"બોલીશ-બસ, બોલીશ હું-
    બોલું ન કાં જે સત્ય છે?"

હોશે ખરૂં કહેવું ત્હમારૂં,
    ને કદી ન્યાયી હશે,
પણ નાંખશે ના બોલ એ
    શું વીંધી વ્હાલાં દિલને!

જો જો ન નામે સત્યને
    પ્રિયહૃદયવધ કરતા રખે,
કહેશો નહિ-કહેશો નહિ-
    કહેશો નહિ ક્રૂર સત્ય એ.

બાગ મુઝફ્ફરખાન
આગ્રા, ૬-૪-૧૯૧૯ 
સ્હાંજ વર્તમાન, પટેટી અંક, ૧૯૧૯

# ત્રીજી મરણતિથિ

( મરાઠી સાખી )

કુટુમ્બવત્સલ પૂજ્ય પિતાજી! નમન કરૂં છું આજે,
અર્પું અંજલિ ભક્તિપ્રેરિત પિતૃ-તર્પણ કાજે;
ઉપકારો શું વીસરાયે? – સ્મરણો આજ સહુ ઉભરાયે.

મ્હોટા મનથી ને કૌશલથી મ્હોટું કુલ નીભાવ્યું,
વ્યાપારમહીં ને જ્ઞાતિકાર્યમાં સમજુપણું બતાવ્યું;
સંસ્કાર સહુ જાગે, ત્રીજી મરણતિથિ આજે,

મુજ માતવિહોણા–એકલવાયા-સૂના દિન જે ગાળ્યા,
બાલેસમા તરફડતા તમને અવશ થઇ નીહાળ્યા;
કંઇ ના કરી શકયો જાતે!–સ્ત્રીની ખોટ કોણુ ભાગે?

"સુખલાભતણી ના પરવા કરવી–જગમાં ભલું કહેવાવું"
દીધો બોધ ને દીધો દાખલો–નિત્ય તાત! સંભારૂં;
પુત્ર–જીવનમાં રસ લેજો, સ્વર્ગથી આશિષો દેજો.

બાગ મુઝફ્ફરખાન, આગ્રા
ચૈત્ર સુદિ ૭–સંવત્ ૧૯૭૫
૭–૪–૧૯૧૯

વસન્ત, સં. ૧૯૭૫, વૈશાખ
પૃ. ૧૭૧

# ગાંધીજીને ચરણે*

## સત્યાગ્રહી–ગીત

( કલ્યાણ )

ચરણે ગાંધીજીને શિર ઝૂકવીએ
શિર ઝૂકવીએ, દિલ ઝૂકવીએ. ચરણે૦

સરકારે કાળા કાયદા કીધા,
લોકપુકારો લક્ષ ન લીધા;
પીડા પ્રજાની કયાં જઈ કહીએ ? ચરણે૦

બ્રિટિશ લોકમાં શ્રધ્ધા જ રાખી,
હિન્દ બીચારૂં થઇ ગયું ખાખી;
મૂગા મારો કયાં સુધી સહીએ ? ચરણે૦

મિતવાદી થાકયા, ઉદ્દામો થાકયા,
કોના ઉપાયો કામ ન લાગ્યા;
સત્યાગ્રહનું વ્રત આદરીએ. ચરણે૦

વ્યાપી રહી ચારે બાજુ નિરાશા,
અનાથ હિન્દની એક જ આશા;
ગાંધી મહાત્માનું શરણુ જ લઇએ. ચરણે૦

બાગ મુઝફ્ફરખાન
આગ્રા, ૧૬-૪-૧૯૧૯

સમાલોચક, નવેમ્બર, ૧૯૨૦
પૃ. ૫૫૭

---

* રાઉલૅટ ઍકટ સમયની હિન્દની અવગણના સ્હામે અનાથ હિન્દના એક આત્મોચ્ચાર રૂપે તે વખતના વાઇસરૉય લૉર્ડ ચેમ્સફર્ડને ગાંધીજીએ સત્યાગ્રહ–કહેણ મોકલ્યું હતું તે પ્રસંગે

સ્ફુરેલો હૃદયોદ્દગાર. તે સમયે આ કાવ્ય **ગાંધીજીને** મોકલાયું હતું. એ વિનયમૂર્તિએ એની સ્હામે ય સત્યાગ્રહ (?) કર્યો હતો.

આ ન્હાનકડા ગીતનો કાંઇક જાણવા જેવો ઇતિહાસ છે. ઇ. સ. **૧૯૧૯**ના **એપ્રિલ**માં **સત્યાગ્રહ**ના સમારંભ સમયે લોકોની મનોદશા આલેખનાર આ ગીત રચાયું હતું અને **ગાંધીજી** ઉપર મોકલાયું હતું. ત્હેમણે એમની લાક્ષણિક સુજનતાને અને વિનીતતાને શોભે એવો સત્યાગ્રહ મ્હારા આ ન્હાનકડા લોકગીત સ્હામે કર્યો અને પ્રકટ ન કરવા મ્હને લખ્યું – ત્હેમની મીઠ્ઠી રીતે મનાઇ હુકમ લખ્યો ... એ મનાઇ હુકમનો સવિનય ભંગ કરવા મ્હને મ્હારૂં અંતઃકરણ હવે અનિવાર્ય આજ્ઞા કરે છે અને પરિણામે **મહાત્માજીની** મના એમને મુબારક ગણું છું – સંપૂર્ણ માનસહિત. **નાગપુરની કોંગ્રેસે** બતાવ્યું છે કે **ગાંધીજી** તરફની લોકલાગણી કાયમ છે એટલું જ નહિ પણ અનેકગણી વધી છે.

મુંબાઇ, તા. ૩-૧-**૧૯૨૧**

આ "**સત્યાગ્રહી**–ગીત" છે. **ગાંધીજી** સન ૧૯૧૯માં "કાળા કાયદા" સ્હામે સત્યાગ્રહ કરતાં **મથુરા** પાસે પકડાયા ત્યારે હું નજીક જ **આગ્રા**માં ભાઇ **કાન્તિલાલ પંડયાને** ત્યાં હવા-દવા માટે હતો. પકડાયા સાંભળતાં તરત જ સ્ફુરેલું આ ગીત પ્રાસંગિક હોવા છતાં સર્વકાલોચિત ભાવ, ભાષા ને લયવાળું હોઈ, વધારે પરિચિત થાય માટે **ગાંધીજી**ની ૬૨ મી જન્મતિથિપ્રસંગે પુનઃ પ્રકટ કરૂં છું. **ગાંધીજી**નું ૬૧મું વર્ષ એટલે ભારતનું "સ્વાતંત્ર્યસંગ્રામ-વર્ષ," ૬૨મું "મોક્ષવર્ષ" હો.

**વીસમી સદી**, સાપ્તાહિક,
૨૧, **સપ્ટેમ્બર**, **૧૯૩૦**, પૃ. **૧૫૧**

# જીગરના જખ્મ

( ગઝલ )

મ્હને ના પૂછતા કોઇ : દિલે શું દર્દ થાયે છે!
ન સમજું હું–શું સમજાવું ?–કહ્યાં શું દર્દ જાયે છે!

ન સુણનારા–ન જોનારા પુરો કો ખ્યાલ પામે છે;
જીગરના જખ્મનાં દર્દો અનુભવીઓ જ જાણે છે.

ઇલાજો કૈંક અજમાવ્યા — ન કોઇ કામ આવ્યા છે;
જીગરના જખ્મના હકીમો હજી તો જન્મવાના છે.

નકામા છે ઇલાજો સૌ – નકામા સૌ મલમપટ્ટા;
જીગરના જખ્મ આ ઊંડા કદાપિ ના રૂઝાવાના.

બેદરકારી બતાવું છું–હસું છું દર્દની સ્હામે;
કરૂં છું દર્દને દર્દી : ઇલાજ અકસીર બસ એ છે.

આગ મુઝફ્ફરખાન
આગ્રા, ૨૩-૪-૧૯૧૯

પત્રિકા : ગુજરાત, શ્રાવણ, ૧૯૭૮
પૃ. ૩૦૬

# અલિ ! વ્હાલમ મારા

( ઠુમરી )

અલિ ! વ્હાલમ મ્હારા વ્હાલ કરીને
એકલી છોડી ચાલી ગયા. અલિ.

સ્નેહજીવનની મીઠી મજાનો
સ્વાદ ચખાડી નાશી ગયા. અલિ.

લલિત સુખોની લીઝતકેરી
લગની લગાડી ભાગી ગયા. અલિ.

દિશ દિશ ભટકું–નહિ નહિ અટકું,
દિલચોર કહીં એ સટકી ગયા. અલિ.

મોતીબાગ બંગલો
સોલાપુર, ૨૩-૮-૧૯૧૯

વીસમી સદી, જાન્યુઆરી, ૧૯૨૦
પૃ. ૨૯૪

# કૈં જીવન મીઠાં

( ઠુમરી )

કૈં જીવન મીઠાં જીવજો વ્હાલાં !
આશા અને ઉલ્લાસભર્યાં.
કૈં જીવન મીઠાં૦

ગાઢ તિમિર છે રજનીનાં જો
વાશે વ્હાણાં તેજભર્યાં.
કૈં જીવન મીઠાં૦

શ્યામ મેઘદલ શિર ઝઝૂમે જો,
થાશે ક્ષેત્રો ધાન્ય ભર્યાં.
કૈં જીવન મીઠાં૦

અકલિત લીલા વિલસી રહી છે,
ભોગવજો પ્રિય ! હોંસભર્યાં.
કૈં જીવન મીઠાં૦

મોતીબાગ બંગલો
સોલાપુર, ૨૪-૮-૧૯૧૯

ગુજરાતી દીવાળી અંક
સંવત ૧૯૭૫, સન ૧૯૧૯, પૃ. ૧૭૫૩
( પત્રિકા; નૂતન વર્ષાભિનંદન-કાર્ડ, કાવ્યકુંજ )

# મુજ પ્રિયતમ એ અભિલાષ!

( જય જય ગરવી ગુજરાત – એ છાયા )

મુજ પ્રિયતમ એ અભિલાષ!
મુજ જીવનનો એ શ્વાસ!

લેખ લખું કે, કાવ્ય રચું કે, ભાષણ આપું અનેક;
કાર્ય કરૂં કે જનહિતકારી – જાગે મ્હારો દેશ.
મુજ પ્રિયતમ૦

"સ્નેહ અને સેવા" – એ મંત્ર ગામેગામ ગજાવું;
મન્દ બનેલાં હિન્દબાલને ચેતનમસ્ત બનાવું.
મુજ પ્રિયતમ૦

સેવાયજ્ઞો કે આરંભે દેશભક્ત યજમાન;
દેશયજ્ઞમાં નમ્ર જીવન આ હું ય કરૂં કુરબાન
મુજ પ્રિયતમ૦

શેઠ મહાસુખભાઈનો બંગલો
વિસનગર, ૨૧-૧૨-૧૯૧૯

પત્રિકા; સમાલોચક,
જાન્યુઆરી, ૧૯૨૦, પૃ. ૯

# વ્હાલાંઓ હો! મનનાં મેલાં ના થશો

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને )

વ્હાલાંઓ હો! મનમાં મેલાં ના થશો,
 ચોખ્ખા દિલની ચોખ્ખી કરજો વાત જો;
ધોજો ધોજો મેલો મનના ખંતથી,
 આપણુને ના શોભે દિલના ડાઘ જો. વ્હાલાંઓ.

નિર્મલ પ્રભુના નિર્મલ બાલક આપણે,
 ધર્મનીતિનાં શુદ્ધ અમી પીનાર જો;
માયામય જીવન એ મેલાં ઝેર છે,
 સીધાં દિલો જગના ઝેર–ઉતાર જો. વ્હાલાંઓ.

"શઠ પ્રતિ શઠતા" જગનું જાડું સૂત્ર છે,
 "શઠ પ્રતિ ઋજુતા" એ દૈવી વ્યવહાર જો,
મેલભર્યાં મન નિર્મલ જો, વ્હાલાં! થશે,
 સ્વચ્છ થશે તો સ્વર્ગ સમો સંસાર જો. વ્હાલાંઓ.

શેઠ મહાસુખભાઈનો બંગલો
વિસનગર, ૨૬–૧–૧૯૨૦

વસન્ત, સં. ૧૯૭૭, ભાદ્રપદ
પૃ. ૨૯૯

# એ ગૂંચ દિલની

( ગઝલ )

ઉકેલશે કો ફિલ્સુફો એ ગુંચ દિલની ?
મુશ્કેલ છે - મુશ્કેલ છે એ ગૂંચ છોડવી. ઉકેલશે.

સંપુર્ણ શુદ્ધ સ્નેહથી હું વ્હાલાંને ચહું,
ના ચીજ સારા ખલકમાં કુરબાન ના કરૂં. ઉકેલશે.

કુંળા કુંળા ભાવથી દિલ ઓછું થઇ જતું,
શું શું કરૂં ? શું શું દઉં ?—સહુ ન્યૂન લાગતું. ઉકેલશે.

પણ પ્રસંગ આવતા કદી કદી અરે !
થઇ જવાતું સખ્ત હા ! જાણે ન હું ખરે ! ઉકેલશે.

પૂછું છું વારવાર હું ખુલાસો ખોળતો :
જો કુંળું કુંળું દિલ છે તો સખ્ત કાં થતો ? ઉકેલશે.

શેઠ મહાસુખભાઇનો બંગલો
વિસનગર, ૭-૨-૧૯૨૦

હિન્દુસ્તાન, દીવાળી અંક
નવેમ્બર, ૧૯૨૦

# ચાલી જતાં હા ! પ્રિય પંડ્યાજી

( મરાઠી સાખી )

ચાલી જતાં હા ! પ્રિય પંડયાજી સૂનું સૂનું લાગે છે,
અર્ધસૂતેલાં, અર્ધજાગતાં સ્મરણ સર્વ જાગે છે;
વીસરે નવ વ્યકિત વીસારી – રહેશે સ્થાન સદા ખાલી.

મન્દ દીસતા – વદતા વાણી માર્મિક જ્ઞાનરસાળી;
શાન્ત ભાસતા સમાજકાર્યમાં જીંદગી અર્ધી ગાળી;
જ્ઞાન ને સેવાના ભોગી – કીધું નમ્ર જીવન ઉપયોગી.

અનુકૂળ કોઇ, પ્રતિકૂલ કોઇ, પવનો ક કૈં વાયા,
સ્થિર ચિત્તથી સમાજનાવના કૈંક પ્રસંગ વટાવ્યા;
સાગર દીસતો ના તુફાની–ચાલી તેથી ગયા શું સુકાની ?

વિષમ વીસરવું ક્રૂર સત્ય હા ! ગયા ન ગયા નવ થાશે;
માત્ર દિલાસો : સેવા સ્મરણે આત્મા કો પ્રેરાશે,
અધુરાં કાર્ય હાથ ધરશે – સૂનાં સ્થાન કૈંક ભરશે.

પારેખનો બંગલો
નડિઆદ, ૧૪-૫-૧૯૨૦

સમાલોચક, મે, ૧૯૨૦
પૃ. ૨૭૭

આ શોક-ગીત રા. મણિશંકર મૂળશંકર પંડયાના તા. ૪-૫-૧૯૨૦ને દિવસે થયેલા અવસાન નિમિત્ત રચાયું હતું, અને તે શ્રી નડિઆદ વડનગરા નાગર બ્રાહ્મણ સમાજના વાર્ષિક સંમેલન પ્રસંગે ગવાયું હતું. આ સમાજની સ્થાપના ઇ. સ. ૧૮૯૫માં થઇ ત્યારથી આરંભીને પોતાના મરણ પર્યન્ત ત્હેમણે સમાજની સંગીન સેવા બજાવી હતી. કવિ ગ્રેએ કહ્યું છે તેમ શુદ્ધ તેજવાળાં કૈંક મનુષ્યરત્નો જીંદગીભર ઢાંકયાં જ રહે છે ને જગત્‌ની નજરે ચઢ્યા વિના પોતાનું કામ કર્યે જાય છે.

# પ્રિય ! પ્હેરો હોંસે આ હાર

(લાવણી)

પ્રિય ! પ્હેરો હોંસે આ હાર,
કીધો મ્હેં હોંસે તૈયાર. પ્રિય !

વ્હેલી ઊઠીતી, વ્હેલી નાહીતી, વ્હેલી ગઈતી બ્હાર;
છોડછોડથી પુષ્પો ચૂંટી, ગૂંથ્યો હોંસે હાર. પ્રિય !

કુંળાં કુંળાં આ ફુલ છે, વ્હાલા ! કુંળાં કુંળા સુવાસ.
કુંળું કુંળું આ દિલ દેનારૂં – કુંળા કુંળા લેનાર. પ્રિય !

ફુલઘેલાને ફુલઘેલી શા દે બીજા ઉપાહાર ?
હોંસે દઉં છું, લેજો હોંસે, રસિયા ભોગવનાર ! પ્રિય !

મૃદુતા પુષ્પો છે સૃષ્ટિની, પુષ્પો સૃષ્ટિ – મીઠાશ,
સૃષ્ટિની સુન્દરતા પુષ્પો – પુષ્પો પ્રભુત્વ – વિલાસ. પ્રિય !

પારેખનો બંગલો
નડિઆદ, ૧૮-૬-૧૯૨૦ ચેતન, ઑગસ્ટ, ૧૯૨૧

# મેઘાગમન

( કઠણુ થયા માધવ મથુરાં જઇ કાગળ નવ લખ્યો કટકો રે—એ લય )

આવ્યો, આવ્યો, આવ્યો આજે, મેઘરાજ ચઢી આવ્યો રે,
છાઇ ઘટા ઘમઘોર ભયંકર, ગર્જનડંકો બજાવ્યો રે. આવ્યો.

મૂસળધાર વર્ષે નભમંડલ, જગને જલમય કીધું રે,
તાપમરેલા કૈંક જીવોને પુનરુજ્જીવન દીધું રે. આવ્યો.

મંડુકકેરા મહામંડલે મંત્રઘોષ મચાવ્યો રે,
કર્કશતાના "કોરસ" કેરો કોલાહલ જ જમાવ્યો રે. આવ્યો.

જન્તુજગે મહાઘોષ જગાવ્યો – નવ પળભર પણ જપે રે,
શીત સમીરના સુસવાટાથી વૃક્ષવૃન્દ બહુ કમ્પે રે. આવ્યો.

તાપથકી રસતરસી સૃષ્ટિ વૃષ્ટિ થકી થઇ ઘેલી રે,
રસ ઝીલી રસલીલી બને છે, મેઘોન્માદ છકેલી રે. આવ્યો.

પારેખનો બંગલો
નડિઆદ, ૨૫/૨૬-૬-૧૯૨૦

સમાલોચક, જૂન, ૧૯૨૦
પૃ. ૩૨૯

રૂઢિપરમ્પરાનું અન્ધ અનુકરણ આ કાવ્ય નથી, પરંતુ એક અનુભવનું તાદૃશ આલેખન છે. રૂઢિ—Poetic Convention—ની દૃષ્ટિથી એમાં જે ગુણદોષ હોય તે ખરા; મ્હેં તો જેવું અનુભવ્યું તેવું લખ્યું છે. દેડકાંઓ તથા અન્ય જન્તુઓ જે કર્કશતાનું 'કોરસ' મચવે છે તે ખરેખર, બ્રાહ્મણો વેદમંત્રોચ્ચાર બોલે છે તેવું જ લાગે છે.

## તો આવ મ્હારી સાથ ને મ્હારી જ તું થઈને રહે

૧

જો શાન્ત સાદી જીંદગી,
　　નિર્દોષ આનન્દે ભરી,
જો નમ્ર સેવા સ્વજનની
　　તુજ હૃદયને સંતોષતી;
જો સ્નેહમન્દિરના સમું
　　મુજ ગૃહે ગમે, બાલા! ત્હને,
તો આવ મ્હારી સાથ ને
　　મુજ સ્નેહમૂર્તિ બની રહે.

૨

જો જ્ઞાનગોષ્ઠિ તત્ત્વની,
　　કે કલ્પનારસની કલા,
જો દેશહિતની–વિશ્વહિતની
　　વ્યોમચુમ્બી ભાવના :
જો આ બધી મીઠી મજા
　　તુજ હૃદયને રીઝવી શકે,
તો આવ મ્હારી સાથ ને
　　મ્હારી જ તું થઈને રહે.

પારેખનો બંગલો
નડિઆદ, ૧૫-૭-૧૯૨૦

ચેતન, સપ્ટેમ્બર–ઑક્ટોબર, ૧૯૨૧
પૃ. ૧૬૧

# દિલના ભાવ કહ્યા ના જાય

( માઢ )

ભાવ કહ્યા ના જાય,
દિલના ભાવ કહ્યા ના જાય;
કેમ કરી કહેવાય ? દિલના.

આત્મા ઉછળે પૂરમાં – શબ્દ શૂન્ય દેખાય,
વાણી વ્યર્થ જ લાગતી – મૌન વિના ન ઉપાય. દિલના.

"બોલું, બોલું" થઇ જતું – પણ ના બોલી શકાય.
ખોલું ખોલું ફરી ફરી – મુખ મીંચાઈ જાય. દિલના.

મૌન ન ભાવની શૂન્યતા – રખે થાય અન્યાય.
સ્નેહીથી પણ શું નહીં અણબોલ્યું સમજાય ? દિલના.

પારેખનો બંગલો, નડિઆદ
૧૭-૭-૧૯૨૦

ચેતન, મે, ૧૯૨૦

# અનુભવ અને જ્ઞાન

(મરાઠી સાખી)

અનુભવ કેરી વાત અનેરી – જ્ઞાન ન આવે તોલે,
અનુભવ કેરા નિશ્ચય ચોખ્ખા – જ્ઞાન અનિશ્ચિત બોલે;
સાચી અનુભવની વાણી – માનો બીજી બધી ધૂળધાણી.

અનુભવનાં ધન આપકમાણી – લેશ નહિ પરઆશા,
વડિલોપાર્જિત જ્ઞાનવારસો – સ્વોપાર્જનના સાંસા;
અનુભવ આપબલે મ્હાલે – જ્ઞાન તો પ્રાપ્ત ધન નભાવે.

અનુભવ કેરાં સાહસ મ્હોટાં – કૈંક પ્રયોગ ઝૂકાવે,
સૂક્ષ્મ સલામત ગણનાઓથી જ્ઞાન બધું ય બચાવે;
અનુભવ સફરી વ્યાપારી – જ્ઞાનની સાવધ માલદલાલી.

"ડાચાં સાચાં" અનુભવ માને–માને "પોથાં થોથાં",
અનન્ત સાગર આધારોનો જ્ઞાન જ ખાયે ગોથાં;
અનુભવ શુદ્ધ સારગ્રાહી – જ્ઞાની તો સર્વભારવાહી.

પારેખનો બંગલો, નડિઆદ
૧૮-૭-૧૯૨૦

સમાલોચક, જુલાઇ, ૧૯૨૧
પૃ. ૨૬૭

## જો ના જીવનમાં ઉતાર્યા મત શા કામના રે?

(કામણ દીસે છે અલબેલા! ત્હારી આંખમાં રે – એ લય)

જો ના જીવનમાં ઉતાર્યા મત શા કામના રે?
કેવલ નામના રે. જો ના૦

આપમતિથી નવ વિચાર્યા, આપહિમ્મતે નવ ઉચ્ચાર્યા,
આખર ખાલી પરપડઘા સમ મત એ ફૂટી બદામના રે.
કોડી દામના રે. જો ના૦

સાચા દિલના સ્વતંત્ર મત જે, ઉગ્ર અસિધારાનાં વ્રત એ,
આચાર વિના મતવ્રતધારીને લેશ મળે આરામ ના રે,
ઠરવા ઠામ ના રે. જો ના૦

હોય ભલે સાગર તુફાની, ત્હોય ઝુકાવે ખરા સુકાની,
રાહ જુએ અનુકૂલ પવનોની એ નાવિકમાં રામ ના રે.
ખાલી દમામના રે. જો ના૦

ભલે ભયંકર ભઠ્ઠી જલાવે, ભલે ટીપે ને ભલે તપાવે,
સાચાં સોનાં એનાં એ રહે – પડે કદાપિ શ્યામ ના રે,
મત એ કામના રે. જો ના

પારેખનો બંગલો, નડિઆદ
૨૭-૭-૧૯૨૦

સાંજ વર્તમાન, પટેટી અંક,
સપ્ટેમ્બર, ૧૯૨૦

## પ્રભુ જે પળ જેમ ગળાવે તે તેમ ગાળવી રે

(કામણ દીસે છે અલબેલા ! ત્હારી આંખમાં રે – એ લય)

પ્રભુ જે પળ જેમ ગળાવે તે તેમ ગાળવી રે.
જીંદગી મ્હાલવી રે.
પ્રભુ૦

કદી હર્ષફુવારા ફૂટે, કદી શોકવૃષ્ટિ ના ખૂટે;
પ્રભુકૃપાએ સમજી સર્વે સમતાથી સ્વીકારવી રે,
શ્રદ્ધા ધારવી રે.
પ્રભુ૦

કદી સ્નેહીઓ સર્વ ભરાયે, કદી સૂનું ઘર ખાવા ધાયે;
સ્નેહસંગતિ–સ્નેહીશૂન્યતા : પ્રભુલીલા સૌ માણવી રે.
કલા એ જાણવી રે.
પ્રભુ૦

કદી પૂર્ણ આરોગ્યે મ્હાલો, કદી રોગપથારી ઢાળો;
ક્ષણ ક્ષણ ફરતાં દશાચક્ર, પણ મનોદશા સ્થિર રાખવી રે,
ધીરજ ધારવી રે.
પ્રભુ૦

કદી શાન્ત ને કદી તરંગી, જીવનસરિતા અનેકરંગી;
નિયમે વ્હેતાં વ્હેણુ પ્રમાણે વૃત્તિ મનની વાળવી રે,
જીંદગી મ્હાલવી રે.
પ્રભુ૦

પારેખનો બંગલો
નડિઆદ, ૨૮-૭-૧૯૨૦

સમાલોચક, જાન્યુઆરી, ૧૯૨૧
પૃ. ૪ (પત્રિકા)

# દિલ હો ક્ષણ દે ચાલુ વીતાવી

(આશાગોડી)

ક્ષણ દે ચાલુ વીતાવી,
દિલ હો! ક્ષણ દે ચાલુ વીતાવી.
નવ જાણે કો ભાવિ, દિલ હો!

"કાલ થશે શું?" ચિન્તા નકામી:
થાશે હશે જે થાવી. દિલ હો!

"કર જે કરાયે ચાલુ ક્ષણમાં"
એ જ જીવનની ચાવી. દિલ હો!

પારેખનો બંગલો
નડિઆદ, ૩૧-૭-૧૯૨૦

સમાલોચક, ફેબ્રુઆરી, ૧૯૨૧
પૃ. ૬૭

## વાદળાં ! વરસો કે વિખરાઓ

(આશાગોડી)

વરસો કે વીખરાઓ,
વાદળાં !
વરસો કે વીખરાઓ.

ફોકટ શાને ઘેરાઓ ?
વાદળાં !
વરસો કે વીખરાઓ.

ફૂડાંપાડી કુબ્જામુખ સમ
શાને ચઢેલાં જણાઓ ? વાદળાં !

જલથી ભર્યાં જો, ભારે મરો કાં ?
કાં મૂંઝવો ને મૂંઝાઓ ? વાદળાં !

પારેખનો બંગલો
નડિઆદ, ૧-૮-૧૯૨૦

વસન્ત, સં. ૧૯૭૭, વૈશાખ
પૃ. ૧૨૧

# કોકિલે ! રેલવ મીઠાં ગીત

( માઢ )

રેલવ મીઠાં ગીત,
કોકિલે ! રેલવ મીઠાં ગીત;
સાંભળું ધારી પ્રીત, કોકિલે !

મીઠાં ત્હારાં ટુહુકવાં, મીઠા ત્હારા કંઠ:
તુંમય થઈ સુણ્યાં કરૂં-ગાને તું ય અખંડ. કોકિલે !

કાં દેખા દેતી નથી ? કાં તરુમાં સંતાય ?
કોયલડી ગાંડી ! રખે કાળપથી શરમાય ! કોકિલે !

જગ ત્હેં તો ત્હારૂં કર્યું – પ્રભાવ તુજ અણમોલ;
પોતાનાં સૌને કરે મીઠા મીઠા બોલ. કોકિલે !

કોયલ ! જગમીઠાશ તું – કોયલ ! તું જગમોહ;
કોયલ ! ગાવાં તાહરાં આત્માના આરોહ. કોકિલે !

પારેખનો બંગલો
નડિઆદ, ૧૦-૮-૧૯૨૦

વસન્ત, સં. ૧૯૭૭, ફાલ્ગુન
પ્રસિદ્ધ વૈશાખ, પૃ. ૪૧

# ક્ષણ ક્ષણ કરતાં

(પીલુ)

( ઇસ તન ધનકી કૌન બડાઇ – એ લય )

ક્ષણ ક્ષણ કરતાં જીવન બનતાં :
ક્ષણ મીઠી તો જીવન મીઠાં,
ક્ષણ ક્ષણ કરતાં.

વિચાર – વાણી – વર્તન જેનાં
ક્ષણ ક્ષણ સીધાં – જીવનસીધાં.
ક્ષણ ક્ષણ કરતાં.

સ્મિત સ્મિત પ્રકટે કિરણ ઉજળાં :
કિરણમંડળ જાય ન દીઠાં.
ક્ષણ ક્ષણ કરતાં.

ઊર્મિ ઊર્મિ ઉદાર જ ઊરની :
– જીવન એ તો મીઠાં મીઠાં.
ક્ષણ ક્ષણ કરતાં.

પારેખનો બંગલો
નડિઆદ
૧૨-૮-૧૯૨૦

નૂતનવર્ષાભિનન્દન પત્રિકા, દીપોત્સવી
સં. ૧૯૭૬, ૧૦-૧૧-૧૯૨૦
સમાલોચક, ડીસેમ્બર, ૧૯૨૦, પૃ. ૬૧૯

# વ્હાલાં વિદાય મીઠી દે છે બન્ધુ! સીધાવજો રે

(કામણ દીસે છે અલબેલા! ત્હારી આંખમાં રે – એ લય)

વ્હાલાં વિદાય મીઠી દે છે, બન્ધુ! સીધાવજો રે,
વ્હેલા આવજો રે, વ્હાલાં૦

પરદેશે બન્ધુ! પરવારતા, કૈંક મ્હેચ્છા ઉરમાં ધરતા;
ઇચ્છે હૈયાં હેતભરેલાં : "બન્ધુ અમારા ફાવજો રે",
"અવનવાં લાવજો રે" વ્હાલાં૦

ઉજ્જવલ નાગર નામ દીપાવો, ઉજ્જવલ નટપુર ગામ શોભાવો,
ગુજરાતતણું ગૌરવ દર્શાવી ભારતવર્ષ સુહાવજો રે.
દિગન્ત ગજાવજો રે. વ્હાલાં૦

વિશેષ બન્ધુ! શું શું કહીએ? મર્મ ટુંકમાં સૂચવી દઇએ :
કૈંક અનેરાં પ્રભાવશાલી પરાક્રમો પ્રકટાવજો રે,
પાણી બતાવજો રે. વ્હાલાં૦

વિશાલ વ્યોમે કરો વિહારો – રખે પરંતુ અમને વીસારો;
અમ્હે તમ્હારા – તમ્હે અમ્હારા : સ્નેહબંધ નભાવજો રે.
ખબરો કહાવજો રે. વ્હાલાં૦

પારેખનો બંગલો
નડિઆદ, ૧૫-૮-૧૯૨૦

સમાલોચક, સપ્ટેમ્બર, ૧૯૨૦
પૃ. ૪૫૩

[મ્હારા એક પરમ પ્રિય મિત્ર અને ગુજરાતના એક પ્રતિષ્ઠિત લેખક તથા વિજ્ઞાનશાસ્ત્રી પ્રો. કાન્તિલાલ છગનલાલ પંડ્યા, એમ. એ. રસાયનશાસ્ત્રના પ્રદેશમાં શોધખોળનું કાર્ય (Research work) કરવા માટે સોમવાર તા. ૨૩-૮-૧૯૨૦ ને દિવસે ઇંગ્લિન્ડ પ્રતિ પ્રયાણ કરવાના હોવાથી તે પ્રસંગ નિમિત્ત આ વિદાયગીત રચાયું હતું. રવિવાર તા. ૧૫-૮-૨૦ ને દિવસે નડિઆદમાં, અને રવિવાર ૨૨-૮-૨૦ ને દિવસે મુંબઇમાં, ત્હેમના માનમાં થયેલાં સ્નેહ-સંમેલનોમાં આ ગીત ગવાયું હતું.]

## કાળી કલ્પનાને

કાળી ભુંડી ઓ કલ્પના !
 કાં સૃષ્ટિઓ કાળી રચે ?
ક્ષણપ્રાપ્ત અમૃતપાત્રમાં
 કાં ઝેર ખાલી ભેળવે ?
મોંઘી અલિ ! સુખની ઘડી :
 ના વારંવાર મળ્યા કરે ?
કો કર્મના બલથી મળી
 કાં સુખઘડી દુઃખી કરે ?

દુઃખો હશે જે દોહ્યલાં
 હજી વેઠવાં કર્મો લખ્યાં,
વેઠીશ તે સૌ સર્વથા,
 – પતવીશ હું દેવાં બધાં.
ખાલી પરંતુ કાં સહું
 જે કર્મનોંધે ના લખ્યું ?
હાથે કરી ઓ કલ્પના !
 ના સુખઘડી દુઃખી કરૂં.

નાગરવાડા, નડિઆદ
૯-૧૧-૧૯૨૦

ચેતન, એપ્રિલ, ૧૯૨૧

# મ્હને દ્યો દિલ ચાહનારૂં

( ગઝલ )

મ્હને દ્યો દિલ ચાહનારૂં – ન બીજું કાંઈ હું માગું,
પ્રભુ! એ દિલને માટે ખુશીથી સર્વ હું ત્યાગું.

ભૂખ્યું મુજ દિલ મોહબતનું – મથે મહોબત મેળવવા,
મળી મહોબત મળ્યું સર્વે – ન બીજાની બહુ પરવા.

"દયાસાગર" તો હું જાણું મ્હને જો દ્યો જે માગું હું,
બીજું બાકી બધું ખોટું – વળે ત્હેમાં જ મ્હારૂં શું?

હરૂં છું હું – ફરૂં છું હું – કરૂં છું સર્વ હું કર્મો,
જગતમાં સંચરૂં જ્યાં ત્યાં – બજાવું સર્વ મુજ ધર્મો,

પરંતુ લાગી છે લગની – નથી આ દિલ રીઝાતું;
જીગર સાચું સદા યાચું પૂરી કુરબાનીથી ચ્હાતું.

ચાઇનાબાગ, ગિરગામ
મુંબાઇ, ૫/૬-૧૨-૧૯૨૦

સમાલોચક, જાન્યુઆરી, ૧૯૨૨
પૃ. ૧૩

## "હું ચાહું છું" – "હું ચાહું છું:
## વ્હાલી ! કહે – વ્હાલી ! કહે

હું ચાહું છું – હું ચાહું છું
– હું ચાહું છું આવેશથી,
જો ચાહું હું વ્હાલી! ત્હને
તો "ચાહું છું" કહું કાં નહિ ?
ઉભરાય અદ્‌ભુત વ્હાલથી
–કાં દિલ ના ખાલી કરૂં !
દિલ 'ચાહું છું' કહેવા ચહે
તો મૌન હું શાને ધરૂં ?
શું સ્નેહની મીઠાશ કૈં
મૂંગાં રહ્યે વધતી હશે ?
શું સ્નેહની કૈં મોહિની
'ચાહું' કહ્યે કમતી થશે ?
જો સ્નેહીને ચાહ્યા વિના
ના ચેન સ્નેહીને પડે,
તો શી મજા પડતી હશે
સંતાડવામાં સ્નેહને ?
'હું ચાહું છું'–'હું ચાહું છું'
દિલ શબ્દ એ સૂણવા ચહે;
કાં ક્રૂર આમ થતી પ્રિયે!
પ્રિય શબ્દ એ કાં ના કહે ?
શી મૌન દે તુજને મજા ?
મુજને ખરે! એ મૂંઝવે;
'હું ચાહું છું', 'હું ચાહું છું':
વ્હાલી ! કહે – વ્હાલી ! કહે.

આઇનાબાગ, ગિરગામ
મુંબાઇ, ૨૮-૧૨-૧૯૨૦

ગરવી ગુજરાત
સપ્ટેમ્બર, ૧૯૨૧

## ભ્રમરને

રસના પિપાસુ ભ્રમર હો !
શું ફૂલ ફૂલ ફર્યાં કરે ?
શું માત્ર બાહ્ય જ સ્પર્શથી
મધુપ્રાપ્તિની આશા ધરે ?
મધુપાન કરવાં હોય જો,
તો પુષ્પલીન થવું પડે;
પુષ્પોતણા હૃદયે ઉંડાં
મીઠાં મીઠાં મધુ તો જડે.

જો હૃદયરસ પીવા ચહે
રસમૂલ્ય તો દેવાં ઘટે,
નિજ હૃદયને દેવું પડે
સ્વામિત્વની સ્થિરતા સટે;
ભ્રમણો ત્યજી દે ભ્રમર ! તું,
રસપાત્રમાં બસ લીન થા,
છે ભોગ્ય – ભોગી – એકતા
રસભોગની મોંઘી મજા.

ચાઇનાબાગ, ગિરગામ
મુંબાઇ, ૨૯-૧૨-૧૯૨૦

સમાલોચક, માર્ચ ૧૯૨૨
પૃ. ૧૧૯

## વ્હાલાંઓ હો ! જીવન કડવાં કાં કરો ?

( ઓધવજી ! સંદેશો ક્હેજો શ્યામને – એ લય )

વ્હાલાંઓ હો ! જીવન કડવાં કાં કરો ?
 કરતાં શાને જાતે જાતવિનાશ જો ?
મહિમા આ જીવનનો શું જાણો નહિ ?
 મોંઘી વ્હાલાં ! જીવનની મીઠાશ જો. વ્હાલાંઓ.

ન્હાની ન્હાની માયાસૃષ્ટિ કાં રચો ?
 જાણો વ્હાલાં ! મેલાં જીવન ઝેર જો;
માણો માણો મ્હોટાં દિલની મોજ કૈં
 જુદી જુદી ચોખ્ખાં દિલની લહેર જો. વ્હાલાંઓ.

જીવન મીઠાં પ્રભુઆપેલ પ્રસાદ છે,
 ના ના ત્હેમાં ભેળવતાં કડવાશ જો;
હોંસે હોંસે મ્હાલો જીવન મીઠડાં,
 મ્હાલો વ્હાલાં ! સ્નેહસુખ અવિનાશ જો. વ્હાલાંઓ.

ચાઇનાબાગ, ગિરગામ
મુંબાઈ, ૩૧-૧૨-૧૯૨૦

વસન્ત, સં ૧૯૭૮, માઘ
પૃ. ૪૦

## શું એ ખરું કે આ ખરું ?

શીખવી રહે છે ફિલ્સુફી:
 "આ જીવન તો આનન્દ છે."
શીખવી રહે છે જીંદગી:
 "આ જીવન ઘેરો શોક છે";
શીખવી રહ્યું સાહિત્ય કે
 "જીવન વ્યોમવિહાર છે,"
શીખવી રહ્યું આ જીવન કે
 "જીવન નરકનિવાસ છે."

ક્યાં કલ્પનાવિહાર એ ?
 ક્યાં ક્રૂર આ વસ્તુસ્થિતિ ?
ક્યાં "સ્વપ્ન" જ્ઞાની–રસિકનાં ?
 ક્યાં "સૃષ્ટિ" દુનિયાદારની ?
કોણે અને શા હેતુથી
 હોશે રચી બાજી સહુ ?
મૂંઝાય છે મન બાપડું :
 શું એ ખરું કે આ ખરું ?

ચાઇનાબાગ, ગિરગામ
મુંબાઇ, ૩-૧-૧૯૨૧

ચેતન, જૂન, ૧૯૨૧
પૃ. ૩

# ઘેલી ! એ તો ત્હને શું સૂઝયું ?

( ભૈરવી )

એ તે ત્હને શું સૂઝયું ?
ઘેલી ! એ તે ત્હને શું સૂઝયું ?
એવું જીવન શું ખૂંચ્યું ? ઘેલી !

ઝેર લઇને જીવન ખોયું : એવું દુઃખ પડયું શું ?
જ્ઞાન તણું મ્હેં કવચ દીધું'તું : બસ એ ના નીવડયું શું ?
ઘેલી !

જાત સ્મરી ના, પુત્રી સ્મરી ના : બોલ્યું પછી પૂછવું શું ?
દોષ દઉં ના, સમજી શકું ના : જેમ પ્રભુને રૂચ્યું !
ઘેલી !

ચાઇના બાગ, ગિરગામ
મુંબાઇ, ૨-૩-૧૯૨૧

સમાલોચક, જૂન, ૧૯૨૧
પૃ. ૨૨૫

મ્હારી મ્હોટી પુત્રી બ્હેન મદનલક્ષ્મીએ તા. ૧૧-૧૦-૨૦ ને દિવસે મુંબાઇમાં પોતાના દુખિઆરા લાગતા જીવનનો અન્ત પોતે વિષ લઇને આણ્યો હતો તે પ્રસંગને ઉદ્દેશીને આ શોકગીત રચાયું છે.

# બન્ધુ ! સાચા બ્રાહ્મણ થાઓ

( ભૈરવી )

સાચા બ્રાહ્મણ થાઓ, બન્ધુ ! સાચા બ્રાહ્મણ થાઓ.
મિથ્યા કરો કાં દાવો ? બન્ધુ !

હક માગો જો બ્રાહ્મણતાના, ફરજો ત્હેની બજાવો.
થઈ દીન યાચક, સહી અપમાનો, બ્રાહ્મણતા લજવાવો. બન્ધુ !

ધર્મજ્ઞાનનાં તપોમય પૂજન : બ્રાહ્મણનો એ લ્હાવો :
જડવાદે જગ દર્દી બનાવ્યું : બ્રહ્મસુધારસ પાઓ. બન્ધુ !

ચાઇના બાગ, ગિરગામ
મુંબાઇ, ૪-૩-૧૯૨૧ બ્રાહ્મણ, દીપોત્સવી અંક

# અમ્હેં મુક્તિમાર્ગગામી

( ઉઠ પ્રભાત સમર લે શ્રીગણેશ દેવા – એ લય )

મુક્તિમાર્ગગામી અમ્હેં મુકિતમાર્ગગામી,
આત્મતંત્રકામી, અમ્હેં આત્મતંત્રકામી. મુક્તિ૦

સુનેરી કૈક પિંજરો સુહાય મુક્તિનામી;
ના મોહીએ પ્રલોભને – ગુલામી તે ગુલામી. મુક્તિ૦

કૈંક ગતિ શોધી રહ્યા ગિરિ ગગનગામી;
વિઘ્ન સૌ વટાવશું બની વિમાનસ્વામી. મુક્તિ૦

પ્રીતિ વૃથા – ભીતિ વૃથા : જાળ સૌ નકામી:
સ્પષ્ટ સાધ્ય – સ્પષ્ટ માર્ગ : ના જશું વિરામી. મુક્તિ૦

મુક્તિપ્રેમ – મુક્તિધર્મ : મુક્તિધૂન જામી;
માણશું મજા અનેરી મુક્તિસુધા પામી. મુક્તિ૦

**ચાંદના બાગ**, ગિરગામ
**મુંબાઇ, ૧૫-૩-૧૯૨૧**

**સમાલોચક, માર્ચ**, ૧૯૨૧
પૃ. ૧૦૮

# અમ્હારો, અસહકાર ઉલ્લાસ

( આશાની ધૂનમાં )

અમ્હારો, અસહકાર ઉલ્લાસ !
દિવ્ય આત્મવિલાસ ! અમ્હારો૦

માયાપાશે ફસાયા હોંસે બની અમ્હેં મોહાન્ધ;
પ્રાણ અમ્હેં શોષાવા દીધા – દીઠો નહિ કૃતાન્ત. અમ્હારો૦

પરાધીનતા પ્યારી લાગી, લાગ્યો એ જ ઉદ્ધાર;
"પરની આશા સદાનિરાશા" : થઈ ગયા લાચાર. અમ્હારો૦

સ્વતંત્રતા વિણ અન્ય નહી છે હિન્દ તણો ઉદ્ધાર,
સ્વતંત્રતાનું સાધન સાચું શાન્ત જ અસહકાર. અમ્હારો૦

દ્વેષ લેશ છે ના કોઇનો – આત્મશ્રેય અમ સાધ્ય,
અહિંસાત્મક અસહકારે સાધશું શુદ્ધ સ્વરાજ્ય. અમ્હારો૦

ચાઇના બાગ, ગિરગામ
મુંબાઈ, ૨૮-૭-૧૯૨૧

સમાલોચક, સપ્ટેમ્બર, ૧૯૨૧
પૃ. ૩૪૬

# ચમકી અને ચાલી ગઇ

૧

શાન્તિભરી હતી વાટિકા :
    શાન્તિભરી સન્ધ્યા હતી :
શાન્તિભરી દિલની દશા :
    શાન્તિભરી દિલની સ્થિતિ;
ચાલી ગઈ સૌ શાન્તિ એ —
    પળમાં હતી ન હતી થઈ;
સૌદામિની શી સુંદરી
    ચમકી અને ચાલી ગઈ.

૨

સમજી શકયો ના હું કંઇ
    પ્રતીતિ હતી ? ભ્રાન્તિ હતી ?
કો એ હતી ? કાં આવી'તી ?
    આવી – શું તો ચાલી ગઈ ?
પૂછયાં કરે પ્રશ્નાવલી —
    દિલ શાન્ત સ્હેજ થતું નથી :
ગઇ સુન્દરી ! શાન્તિ ગઇ !
    રહી માત્ર મુંઝવતી સ્મૃતિ !

ચાઇના બાગ, ગિરગામ
મુંબાઇ, ૨૩-૮-૧૯૨૧ ચેતન, ૧૯૨૨

## नूतनवर्षाभिनन्दनम् ।

( અનુષ્ટુપ )

દઈ દ્યોને પ્રભુ! એવી હિન્દને ભવ્યતા કંઈ,
સાધી સ્વરાજ્ય ને મ્હાલે સ્વચ્છન્દે પૃથિવી મહીં.
જલે છે જગ આ આખું જ્વાલામાં જડવાદની;
કરો શાન્તિ પ્રભુ! પ્રેરી, સુવૃષ્ટિ આત્મવાદની.

**સર પ્રભાશંકર પટ્ટણીનો બંગલો**
**ભાવનગર, ૧૭-૧૦-૧૯૨૧**
સંવત્ ૧૯૭૮, કાર્તિક સુદિ ૧ — નવાવર્ષના કાર્ડરૂપે

# ગાંધી, કહો શું કરે?

( શાર્દૂલવિક્રીડિત )

૧

કીધાં કૈંક સુભાષણો ફરી ફરી,
લેખો ય કૈં કૈં લખ્યા,
ચરખાનો ઘર ઘર પ્રચાર કરવા,
ગાંધીજી કૈં છે મથ્યા.
દીધી કૈંક દલીલ સિદ્ધ કરવા,
"સ્વાતંત્ર્ય છે તાંતણે":
આખું હિન્દ તથાપિ ખાદી ન ધરે—
ગાંધી, કહો, શું કરે?

૨

દારૂની લત દુષ્ટ દૂર કરવા
પીકે જ પ્હેરા ભર્યા,
થાયે મૂળ જ બન્ધ એમ કરવા,
વેપારીને વીનવ્યા;
સરકારી પ્રતિબન્ધ નષ્ટ કરવા,
સત્યાગ્રહો આદરે:
આખું હિન્દ તથાપિ દારૂ ન ત્યજે—
ગાંધી, કહો, શું કરે?

૩

શું ના અન્ત્યજબન્ધુ બાલ પ્રભુના?
શું એ ય ના માનવી?
શું ના એ ય સુપુત્ર ભારતતણા?
શું હિન્દના એ નથી?
શું ના એક જ કોમના અવયવો?
હિન્દુ ન એ આખરે?
આખું હિન્દ તથાપિ સ્પર્શ ન કરે—
ગાંધી, કહો, શું કરે?

સર પ્રભાશંકર પટ્ટણીનો બંગલો
ભાવનગર, ૧-૧-૧૯૨૨ નવચેતન, ૧૯૨૨

# અમ્હારા દેશવીર, પ્રણામ !

( આશાની ધૂનમાં )

અમ્હારા દેશવીર, પ્રણામ !
રાખ્યું હિન્દનું નામ !

દેશયજ્ઞમાં સઘળું હોમ્યું – હોમી અમોલી જાત,
જેલ વધાવી જુલ્મી રાજ્યની, છોડવવા પ્રિય માત. અમ્હારા–

પ્રાણસમાં પ્રિયજનો છોડયાં, છોડયાં પ્રિય નિજ ધામ,
જીવનનાં પ્રિય કાર્યો છોડયાં – છોડયું પ્રિય તમામ. અમ્હારા–

"શાન્તિ"–"વ્યવસ્થા" – "ન્યાય" નામથી હક છીનવે સરકાર,
જન્મસિદ્ધ નિજ હક જાળવવા ઉભું હિંદ ટટાર. અમ્હારા–

સ્વરાજ્યસેનાના સૈનિક હો ! ધન્યવાદ હજાર !
ધન્ય ધન્ય ધર્મધ્વજધારી ! વન્દન વારંવાર ! અમ્હારા૦

**સ**ર પ્રભાશંકર પટ્ટણીનો બંગલો
**ભા**વનગર, ૧-૧-૧૯૨૨

**સ**માલોચક,
**જા**ન્યુઆરી, ૧૯૨૨, પૃ. ૧

[ શ્રીયુત ચિત્તરંજન દાસને માટે લખાયલું લાગે છે.–**કા.** ]

# પૂ. સૌ. રમાબ્હેનની એકાવનમી જન્મતિથિએ*

( મરાઠી સાખી )

૧

વ્હાલભર્યાં વન્દન સ્વીકારો ને અભિનન્દન મીઠાં;
પ્રભુપ્રસાદે પતિછાયામાં પચાસ વર્ષો વીત્યાં;
રમાબ્હેન! ઘણું જીવજો ! દીપ્યાં તેથી વધુ દીપજો !

૨

જન્મતિથિ છે એકાવનમી – મંગલ દિન છે આજે;
મમતામીઠી માતૃમહેમાની ઉરમાં અમર વિરાજે:
ના વીસરી વીસરાયે – વાળ્યો બદલો કદી ના વળાયે.

૩

કુલવત્સલ છો, કાર્યકુશલ છો, આર્યગૃહિણી સાચાં;
પતિપરાયણ કુટુમ્બરાજ્યમાં નાથ સાથ વિરાજ્યાં;
સદા પતિપડખે રહેજો ! – પતિના ધર્મભાર વહેજો !

૪

પદ દીધાં છે પ્રભુએ મ્હોટાં : જીવજો જનહિત કાજે;
કાર્યો કરજો કૈં કૈં એવાં "પટ્ટણી"પદને છાજે;
જોડું જનહૃદયે વિરાજે : પ્રાર્થે સ્નેહીદિલ આજે.

સર પ્રભાશંકર પટ્ટણીનો બંગલો
અનન્તવાડી, ભાવનગર, ૨૧-૧-૧૯૨૨
વિ. સં. ૧૯૭૮ના પૌષ કૃષ્ણ ૯ ( પત્રિકા )

---

* દમની બીમારીથી પીડાતો હું ઇ.સ. ૧૯૨૧ના સપ્ટેમ્બરથી ઇ. સ. ૧૯૨૨ના જૂન સુધી પૂજ્ય શ્રી. પટ્ટણી સાહેબના વત્સલ આમંત્રણથી ભાવનગરમાં અનન્તવાડીમાં એમના કુટુમ્બીવત્ સહકુટુમ્બ રહ્યો હતો. તે દરમ્યાન માતૃનિર્વિશેષ રમાબ્હેનની એકાવનમી જન્મતિથિએ આ કૃતજ્ઞ હૃદયોદ્ગાર સ્વયંભૂ સ્ફુર્યો હતો. મ્હારા ઉરભાવનો આ કાવ્ય અપર્યાપ્ત ઉચ્ચાર છે.

# મ્હારો વ્હાલો બાબુ

( રૂડી શરદ પૂનમની રાત રે, સુન્દર વેણુ વાગી )

મ્હારાં નયનોનો મીઠો આરામ રે,
મ્હારો વ્હાલો **બાબુ**, વ્હાલો **બાબુ**.

રાંક હૃદયનું મોંઘું તમામ રે, મ્હારો૦
જોઉં જોઉં ને ઘેલી ઘેલી થાઉં રે, મ્હારો૦
**બાબુ**–લીલાનાં ઘેલાં ગીત ગાઉં રે, મ્હારો૦

પ્રિયતમની પ્રતિમા પૂરી **બાબુ** મ્હારે મન;
ગૌણ ગૌણ બીજું બધું – મુખ્ય **બાબુ**–જતન.

એ જ મીઠી મુખાકૃતિ સાવ રે, મ્હારો૦
એ જ ઉંચા હૃદયના ભાવ રે, મ્હારો૦
એ જ તેજસ્વિતા – એ પ્રતાપ રે, મ્હારો૦
જાણ્યે નર્યા જ એના બાપ રે, મ્હારો૦

દીધો છે પ્રભુ! બાલ તો લેશો ને સંભાળ?
ચિન્તા શી કરવી રહી જહીં **પ્રભુ** રખવાળ!

પ્રભુ! બાબુ છે આપપ્રસાદ રે, મ્હારો૦
હોજો જગનો **બાબુ** આહ્લાદ રે, મ્હારો૦
પ્રભુ! આપ છો જગદાધાર રે, મ્હારો૦
આપ ચરણે **બાબુ** ઉપહાર રે. મ્હારો૦

**સર પ્રભાશંકર પટ્ટણીના** બંગલો
**ભાવનગર**, ૨૬-૧-૧૯૨૨

ગુણસુન્દરી, **દીપોત્સવી** અંક
સં. ૧૯૮૧, ઇ. સ. ૧૯૨૫

## વિદેહને

જીગરના શા ઉમળકાથી
　　પ્રિય ! ત્હને ચાહી હતી ?
જીગરના શા ઉમળકાથી
　　પ્રિય ! ત્હને ચાહું હજી ?
અવસાન થાતું સ્નેહનું
　　અવસાનથી શું દેહના ?
ના–ના, પ્રિયે ! દિલ આ કહે :
　　અવસાન જાણે સ્નેહ ના.

રજની ભયંકર શૂન્ય છે –
　　ને શૂન્ય આજે ઉર છે,
અનુભવ સહુ સ્મરણો બની
　　મુજ આંખ આંસુથી ભરે,
સ્મરણોપજીવી સ્નેહી હું
　　અર્પું શું અન્ય વિદેહને ?
આ આંસુની – નિઃશ્વાસની
　　રજની, પ્રિયે અર્પું ત્હને.

સર પ્રભાશંકર પટ્ટણીનો બંગલો　　　સમાલોચક, ઑગસ્ટ, ૧૯૨૨
ભાવનગર, ૩૦-૭-૧૯૨૨　　　પૃ. ૪૨૮

श्री हाटकेश्वरो विजयते ।

# નાગરી જાતની બલીહારી!

( મરાઠી સાખી )

૧

નાગર જ્ઞાતિ શ્રેષ્ઠ ગણાતી આર્ય-જાતિ-સમુદાયે;
હાટકેશ ને અંબાકેરી કૃપાપાત્ર સદા એ;
ગુણ-કર્મ શ્રેષ્ઠ ભરજો! પદ-યોગ્ય પ્રભુ કરજો!

૨

વિદ્યા-વ્યોમે કૈંક વિરાજ્યા સૂર્ય-ચન્દ્ર-તારા;
રાજ્યકલાના કર્મપ્રદેશો કૌશલથી દીપાવ્યા;
જ્યાં જ્યાં નાગર નર વિચર્યા, ત્યાં ત્યાં વિજયશ્રી જ વર્યા.

૩

નાગરતા જ્યાં ઉજ્જ્વલતા ત્યાં – ત્યાં જ પ્રતાપ અનેરા;
નાગરતાના સંશ્રય સાચા સંશ્રય સંસ્કૃતિકેરા;
નાગરી સૃષ્ટિ કૈંક ન્યારી! નાગરી નાતની બલીહારી!

ચાઇના બાગ, ગિરગામ
મુંબાઇ, (૧૯૨૪)
વિ. સ. ૧૯૮૦ના ચૈત્ર શુક્લ ૧૪
[ મુંબાઇ નાગર કૉન્ફરન્સ માટે રચાયલું, ને ત્યાં ગવાયલું. – કા. ]

## નૂતનવર્ષાભિનન્દન !

જૂનું જાયે – નવું આવે : ભાસે છે પરિવર્તન;
અભિન્ન સર્વ જુએ છે તત્ત્વદૃષ્ટિ સનાતન.
જૂનામાં જે નવું જોતા, નવામાં જૂનું જે જુએ.
આત્મદર્શી ખરા તે છે – બીજાઓ દેહદર્શી છે.

ચાઇના બાગ, ગિરગામ
મુંબાઈ, ૧૭-૧૦-૧૯૨૫
દીપોત્સવી, ૧૯૮૧

નૂતનવર્ષપત્ર

## ફૂલ ફૂલ શાને ભમતો ભમરા ?

( પીલુની ઠુમરી )

ફૂલ : ફૂલ ફૂલ શાને ભમતો ભમરા ?
બેસ કહીં જરી સ્થિર થઇ. ફૂલ.

ભમરો : મધુનો રસીયો – રસીયો નહિ ફુલનો,
ફૂલને ત્યજતો મધુ ચૂસી લઈ. ફૂલ.

ફૂલ : માની રસિક ને ફૂલ ભરમાયે
ચંચલતા તુજ જાણે નહિ. ફૂલ.

ભમરો : રસભોગોમાં સ્થિરતા માગે :
ભૂલ એ ફૂલની – નહિ મ્હારી કંઈ. ફૂલ.

ફૂલ : તુજ સ્પર્શ થયો – દિલ વાસ દીધો
હો ચંચલ તો પણ આવ અહીં. ફૂલ.

ચાઇના બાગ, ગિરગામ
મુંબાઇ, ૧૫-૧-૧૯૨૭

## શ્રી લલિતા–વનિતાશ્રામ

### મહારાજાશ્રી જામસાહેબ રણજીતસિંહજી બહાદુરના
### સત્કારનું ગીત

શાં દઈએ સન્માન?
આપને
શાં દઈએ સન્માન?

હો રાજવંશી મહેમાન?
આપને
શાં દઈએ સન્માન?

સાક્ષરશ્રી ગોવર્ધનરામે રચ્યાં મનોમય રાજ્ય,
પતિવ્રતા લલિતાએ સાધ્યાં વનિતા–હિતનાં સાધ્ય,
આપને૦

સદાવ્રત આ સદ્વિદ્યાનું "લલિતા–વનિતા–ધામ",
પ્રકાશ કોને, કોને પ્રેરણા – સૌને દે આરામ,
આપને૦

એ આશ્રમમાં આવી રાજવી! કીધો અતુલ ઉપકાર,
રણજીતકેરાં મંગલ પગલાં સ્મરશું વારંવાર.
આપને૦

નાગરવાડા, નડિઆદ
૧૨–૫–૧૯૨૭

(પત્રિકા)

# नूतनवर्षाभिनन्दनम् ।

( અનુષ્ટુપ્ )

અભિનન્દું હું શું બન્ધુ ! નવવર્ષપ્રભાતમાં ?
જ્યાં જ્યાં જોઉં બધે ત્યાં ત્યાં જોઉં ખૂન અભેદનાં.

હિન્દુઓ ને મુસલ્માનો – પારસી, ખ્રીસ્તીઓ–બધા
સાંકડા સ્વાર્થનાં ઝેર સર્વત્ર પ્રસરાવતા.

બીરાદરીની ક્યાં વાતો ? સ્વપ્નાં ક્યાં રાષ્ટ્ર–ઐક્યનાં ?
થયું શું આમ ઓચિન્તુ ? વ્હાલામાં વેર કાં થયાં ?

પ્રાર્થું, પ્રાર્થું, પુનઃ પ્રાર્થું પતિતોદ્ધારક પ્રભુ !
"કરો કૈં : ભ્રષ્ટ ભારતને, ભવ્ય ભારત જોઉં હું."

નાગરવાડા, નડિઆદ
સં. ૧૯૮૩ની દીપોત્સવી
(૧૯૨૭)

# ભજન વિના નવ ગાવું

( આશાગોડી )

ભજન વિના નવ ગાવું,
પ્રભુનાં
ભજન વિના નવ ગાવું;
પથ્ય વિના નવ ખાવું,
પ્રભુનાં૦

ચન્દ્રસુધાનાં પાન અનેરાં :
પાન બીજુ નવ પાવું;
પ્રભુનાં૦

ગંગાનાં જલ વહેતાં નિર્મલ :
જલ બીજે નવ ન્હાવું;
પ્રભુનાં૦

દેવધામ સમ ધામ ન દીઠાં :
ધામ બીજે નવ જાવું;
પ્રભુનાં૦

શરણ ગ્રહો તો સકલેશ્વરનું :
શરણ બીજું નવ સ્હાવું.
પ્રભુનાં૦

જામનગર જતાં, તા. ૫-૬-૧૯૨૮
બુધ-પ્રભાત ( પત્રિકા )

## કવિ કાન્ત : એક સ્મરણાંજલિ

( સોમવાર, તા. ૧૭મી જૂન ૧૯૨૯, ભાવનગર )

### ઝરણાં! શાને હા! આમ સૂકાઓ?

( આશાગોડી )

શાને હા! આમ સૂકાઓ?
ઝરણાં! શાને હા! આમ સૂકાઓ!

શું ઝીણાં છો તેથી મૂંઝાઓ?
ઝરણાં! શાને હા! આમ સૂકાઓ?

ઝીણાં છતાં છો પ્રભુનાં પ્રેર્યાં :
તો પછી કાં લજવાઓ?
ઝરણાં! શાને હા! આમ સૂકાઓ?

ન્હાનાં તથાપિ સુન્દર વ્હેણો
નિર્મલ નીરનાં વહાવો;
ઝરણાં! ના! ના! ન આમ સૂકાઓ.

કૈંક તલસતાં રસીયાંઓની
રસની તરસ છીપાવો;
ઝરણાં! શાને હા! આમ સૂકાઓ?

મનહર મીઠાં અમી અનેરાં
આછાં આછાં ઝૂકાવો;
ઝરણાં! ના! ના! ન આમ સૂકાઓ.

# કવિ કાન્ત : એક સ્મરણાંજલિ

( સોમવાર તા. ૧૭મી જૂન ૧૯૨૯, ભાવનગર )

## કાન્ત–કવિતા–પાન

( આશાગોડી )

કાન્ત–કવિતા–પાન,
કરીએ
કાન્ત–કવિતા–પાન;
રસ–સરિતા સમાન :
કરીએ૦
વ્હેતી તથાપિ જામ્યાં જલ શી :
શીતલતાનું સ્થાન;
કરીએ૦
સ્વર્ગંગાનાં નીતર્યાં નીરમાં
કરીએ સ્નેહે સ્નાન.
કરીએ૦

લીલે બંગલે જતાં–આવતાં
ભાવનગર, ૧૭–૬–૧૯૨૯

પત્રિકા
શારદા, એપ્રિલ, ૧૯૩૦, પૃ. ૧૯

તા. ૧૬ તથા ૧૭–૬–૧૯૨૯ એ બે દિવસોએ સદ્ગત શ્રી. મણિશંકર રત્નજી ભટ્ટની જયન્તી ભાવનગરમાં કવિશ્રી નાનાલાલને પ્રમુખપદે ઉજવાઇ હતી અને તા. ૧૭મીએ મેં કવિ કાન્તને સ્મરણાંજલિ અર્પી હતી, તે પ્રસંગે સ્ફુરેલું ઉર્મિગીત.

# શારદા ! કેમ વિલાયત ચાલી ?

( આશાવરી )

**શારદા ! કેમ વિલાયત ચાલી !**
**કરી વારાણસી ખાલી !** **શારદા !**

**જલ ગંગાનાં પ્રિય શું ન લાગ્યાં ? ટેમ્સ શું લાગી વ્હાલી !**
**દેવી ! તું જાતાં જ્યોતિર્વિહોણું રહીશું આંસુ ઢાળી.**
**શારદા !**
**શ્વેતાંબર તું, શ્વેતહાર તું : આર્યપ્રજા તો કાળી !**
**શ્વેતરંગી તું શ્વેતસંગી શું શ્વેતપ્રદેશે ચાલી ?**
**શારદા !**
**આમ ઉવેખી પ્રીત પુરાણી ! રીત શું એ તે સારી ?**
**સ્થાન સ્થાન તું ફરતી આમ : શું તેથી જ રહી કુમારી ?**
**શારદા !**

**ના**કુબાગ, **ભા**વનગર
૧૮-૬-૨૯

**શા**રદા, **ઑ**કટોબર ૧૯૨૯
પૃ. ૫૫૮

કલ્પના એવી છે કે હું એક સ્હાંજે મુંબાઇના **એ**પૉલો બંદર ઉપર આવેલા '**ભા**રતના મુખદ્વાર–Gateway of India' પાસે ઉભો હતો. ત્યાં એક સ્ત્રી મ્હેં જોઇ. ત્હેણે શ્વેત વસ્ત્ર પહેરેલું હતું. શ્વેત હાર ધારણ કરેલો હતો અને ત્હેનો પોતાનો દેહવર્ણ પણ શ્વેત-ગૌર હતો. મ્હેં ત્હેમને પૂછ્યું : "તહમે કોણ છો ને કયાં જાઓ છો ?" ત્હેમણે કહ્યું : "હું **સ**રસ્વતી છું અને હું **વિ**લાયત જાઉં છું." મ્હેં સખેદાશ્ચર્ય ઉદ્ગાર કાઢ્યો : "**લ**ક્ષ્મીજી તો કયારનાંય સીધાવ્યાં છે ને તમ્હેં **સ**રસ્વતી પણ જો જશો તો **હિ**ન્દનું થશે શું ?" વગેરે વગેરે.

# આજે સરવર શું ઉભરાય !*

( આશાવરી )

આજે સરવર શું ઉભરાય !
સાગર પણ શરમાય; આજે૦

પેખી પીયરીયાં સાસરવાસે વધૂ જેમ હરખાય;
મેઘાગમને તેમ જ સરજલ પૂરજોમે ઉભરાય. આજે૦

સ્વજન–સમાગમના સુખસ્પર્શે સૂકું રસભર થાય;
સરવરજલ પણ તેમ જ આજે સ્વચ્છન્દે મલકાય. આજે૦

મર્યાદાનાં નિર્દય બન્ધન આજ નહિ સહેવાય;
બનાવટી સૌ બન્ધ વટાવી આજે જલ છલકાય. આજે૦

ઘૂઘવતી – ઉછળતી સુન્દર જલ – ચદ્દર પથરાય;
ગૌરીશંકર – મૂર્તિ ઉપર અભિષેક કૈં થાય. આજે૦

નવજીવનથી ઉછળતાં જલ આનન્દમય દેખાય;
સ્વતંત્રતા જ્યાં સુખ જ છે ત્યાં – સર્વમોક્ષને ચાહ્ય. આજે૦

ગૌરીશંકર સરોવર
ભાવનગર, ૧૪, જુલાઇ, ૧૯૨૯
આષાઢ, શુકલ ૮, સંવત્ ૧૯૮૫
રવિ–પ્રાતઃકાલ

---

* તા. ૧૪, જુલાઇ, ૧૯૨૯, સંવત્ ૧૯૮૫ના આષાઢ શુકલ અષ્ટમી રવિવારના પ્રાતઃકાલમાં હું સુધા, પ્રમોદ, બાબુ, સૌદામિનીને લઇ ગૌરીશંકર સરોવર ઉપર ચદ્દર જોવા ગયો હતો. પ્રથમ સુખ તો સહજીવનનું–સહભોગનું; બીજું રમ્ય પ્રભાતનું; ત્રીજું શાન્તિ અને શીતલતા અર્પનાર હવાનું; ચોથું છતાં મુખ્ય ઉછળતા અને ઘૂઘવતા ગૌરીશંકર સરોવરના અહોભાવજનક દૃશ્યનું. અકથ્ય ઉલ્લાસ અનુભવ્યો. દૃશ્ય જેટલું રમણીય તેટલું જ સ્મરણીય હતું – એવું તો ભવ્ય હતું કે ત્હેનું પર્યાપ્ત ચિત્રાલેખન લગભગ અશક્ય લાગે. દૃશ્યજન્ય ઉછળતા ઉલ્લાસ માટે શબ્દસંપત્તિ સ્વલ્પ લાગી જાય છે–છતાંયે અંજલિ અપાઇ જાય છે.

# ભાવનગર શાબાશ !

( આશાવરી )

ભાવભર ભાવનગર શાબાશ !
કોયલ-મોર-નિવાસ ! ભાવભર૦

સભ્ય અને સંસ્કારી નગરી—મોહક તુજ મીઠાશ !
નિત્ય નિવાસો કોયલના જ્યાં ત્યાં બીજી શી આશ ?
ભાવભર૦

રંગબેરંગી ભપકો ભારે—ભારે દોર-દમામ:
ઉડે—ન ઉડે પણ બહુ ટહુકે—ગજવે જગત તમામ.
ભાવભર૦

દુનિયાનાં દફ્તર છો નોંધે : "ગરૂડ પંખીરાજ";
પણ પ્રભુએ પોતે પહેરાવ્યો મયૂર-મસ્તકે તાજ.
ભાવભર૦

રૂપે કલાપી-કંઠે કોકિલ : ભાવનગર ! શાં ભાગ્ય ?
ભાત તું પાડે ભારત સારે-ધન્ય ધન્ય સદ્‌રાજ્ય !
ભાવભર૦

ભૂપ દયામય-ભક્ત પ્રજાજન-સેવાનિષ્ઠ પ્રધાન !
જામી સુરાવટ શી સંવાદી !-નભવો કૃપાનિધાન !
ભાવભર૦

ગૌરીશંકર સરોવર
ભાવનગર, ૩-૮-૧૯૨૯
શનિ-પ્રભાત

( પત્રિકા )

# રાજ્યને આજ અભિનન્દન !

( રાગ માઢ; તાલ ધુમાળી )

રાજ્યને આજ અભિનન્દન !
તોડ્યાં બાળલગ્ન–બંધન !

કાઉન્સિલકેરી કારકીર્દીનો સંરક્ષણ છે મંત્ર :
નભાવવાની શાન્તિનીતિથી ચલવ્યે રાખ્યું તંત્ર :

રાજ્યને આજ અભિનન્દન !
તોડ્યાં દુષ્ટ રૂઢિબન્ધન !

**લોકલાગણી - લોકમાગણી સંતોષે સદ્‌રાજ્ય,**
ધન્ય ધન્ય છે **ભાવનગર** હો ! ધન્ય તુજ સદ્‌ભાગ્ય !

રાજ્યને આજ અભિનન્દન !
તોડયાં બાળલગ્ન–બન્ધન !

બાળલગ્નની અનાર્ય રૂઢિ લજવે આર્ય–સંસ્કાર;
**પ્રજામતિને સંમતિ દઇને સુધાર રાજ્ય ! સંસાર.**

રાજ્યને આજ અભિનન્દન !
તોડ્યાં દુષ્ટ રૂઢિબન્ધન !

**નાકુબાગ, ભાવનગર**
૪–૮–૧૯૨૯

( પત્રિકા )

# અમ્હેં તો ભારત–નવજુવાન

( જય જય ગરવી ગુજરાત – એ લય )

અમ્હેં તો **ભારત**–નવજુવાન !
અમ્હેં તો પૃથ્વીપ્રભુ બલવાન !

ન્હાની નીચી વાતો છોડી ઉડશું ઉચ્ચ આકાશ;
ઉચ્ચ અમ્હારા મનોભાવ સૌ ઉચ્ચ ઉર–અભિલાષ.

અમ્હેં તો **ભારત**–નવજુવાન !
અમ્હેં તો પૃથ્વીપ્રભુ બલવાન !

નવજીવનની ભરભર ભરતી !–ઉછળે ગિરિતરંગ !
**ભારત**છૈયા અજબ તરૈયા ! – જગને કરશું દંગ !

અમ્હેં તો **ભારત**–નવજુવાન!
અમ્હેં તો પૃથ્વીપ્રભુ બલવાન!

જાત જીતશું–જગત જીતશું–જીતશું **અસત્** તમામ;
**સત્સેવનથી સ્વયં સ્થપાશે ઉર ઉરમાં પ્રભુધામ.**

અમ્હેં તો **ભારત** નવજુવાન !
અમ્હેં તો પૃથ્વીપ્રભુ બલવાન !

**જો**બન–જંગ
**રા**જકોટ, ૩૧-૮-૧૯૨૯

કાઠિયાવાડ યુવક **પ**રિષદ્‌માં ગવાયલું કાવ્ય
**શારદા, સપ્ટેમ્બર ૧૯૨૯, પૃ. ૪૫૦**

# મહાત્માજીનો મણિમહોત્સવ

( મરાઠી સાખી )

૧

મહાત્માજીનો મણિમહોત્સવ–પુણ્ય પર્વ છે આજે !
ભારતભૂષણ નરમણિઓમાં ઓર જ એ વિરાજે !
જય–ડંકો જગ વાગે ! જનદિલ જીત્યાં નિજ ત્યાગે !

૨

અર્વાચીન ભારત–માનવતા ઉચ્ચ જલાંક જ પામી !
અખિલ આલમે "હિન્દી" શબ્દને ફરી કર્યો યશનામી !
ધન્ય હો સત્યાગ્રહી–લડવૈયા ! ધન્ય હો ધર્મબંસી–બજવૈયા !

૩

આર્ય સંસ્કૃતિ વિશ્વપ્રીતિના શાન્તિપાઠ શીખવે છે !
જગ જડવાદી બની ઉન્માદી નહિ લક્ષમાં લે છે !
આપે પુનઃ પાઠ સંભાર્યા ! ધન્ય હો આર્યભૂમિ–જાયા !

૪

ઊર્મિ ઉછળે નવજીવનની – સાગર પૂર તુફાની !
સમાધાનનાં શાન્તિતૈલ કે રેલવજો સુકાની !
ઘણું ગાંધીજી જીવજો ! ખીલ્યા તેથી વધુ ખીલજો !

બુધ–પ્રભાત
નાકુબાગ, ભાવનગર
૧-૧૦-૧૯૨૯

( પત્રિકા )

## नूतनवर्षाभिनन्दनः ।

# દિલાવરી

( સવૈયા )

સ્નેહતણી સરિતા અહીં વહે છે :
ન્હાઇ લીઓ — ન્હવરાવી લીઓ !
અમૃત સમ ભોજન પીરસ્યાં છે :
ખાઇ લીઓ — ખવરાવી લીઓ !
"આખર એ સઘળું ત્યજી જાવું" :
એ મનને સમજાવી લીઓ !
હોય કને અથવા પર પાસે :
આપી દીઓ — ને અપાવી દીઓ !

**પ્રભાશંકર દલપતરામ પટ્ટણી**

*

( અનુષ્ટુપ )

જીવો તો જીવજો એવું — બાકી તો ઠીક ઠીક છે :
દેવદીધેલ દેવામાં — કહોને શાની બ્હીક છે ?

*

દેજો, દેજો, સદા દેજો — દીધાં જાઓ ફરી ફરી !
દુનીયા દૈન્યશાલા છે : ધન્ય દૈવી દિલાવરી !

**ના**કુબાગ, **ભા**વનગર
વિ. સં. ૧૯૮૫–**દી**પોત્સવી
( ઑક્ટોબર, ૧૯૨૯ )

# જો દિલ છે ભાવે ભર્યું તો આંસુનું શું પૂછવું ?*

( ભૈરવીની ગઝલ )

સમજું નહિ – સમજું નહિ –
  સમજું નહિ "શું થાય છે?"
સમજું નહિ – સમજું નહિ :
  મન મ્હારૂં કાં મૂંઝાય છે?
સમભાવભીના સ્નેહથી
  પૂછ્યાં કરો બન્ધુ! તમ્હેં,
પણ હું જ જે સમજું નહિ
  સમજાવી કેમ શકાય તે?
બન્ધુ! તમ્હેં જોયાં કરો –
  લાચાર હું રોયાં કરૂં,
પ્રભુપાઠવ્યાં આ આંસુડાં
  એકેક હું ખોયા કરૂં.
બેફિકર બન્ધુ! રહો,
  ખોયે કશું ના ખૂટતું :
જો દિલ છે ભાવે ભર્યું
  તો આંસુનું શું પૂછવું?

* રખે ભ્રમ થાય આ શોકગીત છે. આ શોકગીત નથી – આ મોજગીત છે; અથવા "આ શોકની મોજનું ગીત છે" એ વધારેમાં વધારે ખરૂં છે. કોઈને મન સહન એ શોક–સબબ હશે – સત્યાગ્રહયાત્રાનાં કષ્ટસહન ગાંધીજીની ઇષ્ટ મોજ છે. શોકના શોખીનોને શોક એ મોજ છે – શેલીએ નથી સંબોધી મીઠી ગમગીનીને "Oh sweet melancholy"? સાહિત્યને દફતરે શોકમોજનાં ગીત જોઇએ તેટલાં જડશે. મૂંઝવણમોજ વળી કંઈ ઓર ચીજ છે!

નાકુબાગ, ભાવનગર
૨૩-૩-૧૯૩૦

એ ઘડી મોજ,
૬, એપ્રિલ, ૧૯૩૦

# લાચારી અને દિલાસો

( ભૈરવીની ગઝલ )

લાચાર છું – લાચાર છું –
લાચારી સહી જાતી નથી,
લાચારી કેરી લાઈલાજી
લેશ કહી જાતી નથી;
લાચારી કેરી અવધિ એ
અવધિ કંઈ દીસે નહિ;
બેહુદ ખુદા - લાચારી બેહુદ:
સર્જી હશે લાચાર થઈ?
તું સર્વશકિતસ્વામીને
લાચાર લાચારી કરે,
તો શી દશા અમ દીનની ?
લાચારી શું શું ના હરે ?
એક જ દીલાસો દીસતો –
આધાર હું એનો લઉં :
લાચારીમાં દુનીયાતણી
ખુદા ! ય ભાગીદાર તું.

મ્હારા પ્રાતઃકાળના એક નિત્યકર્મરૂપે હું પૂજ્યશ્રી પટ્ટણી સાહેબને મળવા **લીલે** બંગલે ગયેલો ત્યાં સ્વયમેવ સ્ફુરેલું કાવ્ય. **આચાર્યશ્રી આનન્દશંકરભાઇએ** "Reality of Imagination" એવો વિરોધાભાસાત્મક શબ્દસમુદાય એક પ્રસંગે વાતચીતમાં વાપર્યો હતો. આ પણ કેવળ "કલ્પનાનો અનુભવ" જ છે; પ્રત્યક્ષ અનુભવનો કાંઇ આ ઉદ્દગાર નથી.

**વીસમી સદી**, ૬, **એપ્રિલ**, **૧૯૩૦**, પૃ. **૧૮૬**

# ગયા ગાંધીજી જે પન્થે તે પન્થે હિન્દ, તું જાજે *

( ગઝલ )

ગયા ગાંધીજી જે પન્થે તે પન્થે, હિન્દ, તું જાજે,
થયા કુરબાન જે યજ્ઞે જરૂર કુરબાન તું થાજે. ગયા૦

પ્રભુપર ગાંધીજી જેવો અચલ વિશ્વાસ તું ધરજે;
બની બંદો ખુદા કેરો અભય તું ખલ્કમાં ફરજે. ગયા૦

ઝઝૂમી જાતને જોરે લડાઈમાં તું ઝૂકવજે;
બધા યે દાવ દુશ્મનના સફાઈથી તું ચૂકવજે. ગયા૦

અહિંસાના પઢી પાઠો ન કોનું દિલ દૂભવજે,
ન સહેવાતું સહુ સહીને અજબ શાન્તિ તું સાચવજે. ગયા૦

વિષમ સત્યાગ્રહી યજ્ઞો વિષમ તપ તું સહુ તપજે;
પુકારી "જય મહાત્માની" તું રંગે જંગમાં રમજે. ગયા૦

---

* સમર્પણ, પ્રભુશ્રદ્ધા, આત્મબલ, આત્મશુદ્ધિ, અહિંસા, શાન્તિ, તપસ્વિતા : એ સર્વે સત્યાગ્રહીનાં આવશ્યક લક્ષણોનો આ કાવ્યમાં નિર્દેશ છે. **સત્યાગ્રહ દૈવી યજ્ઞ છે – દાનવી યુદ્ધ નથી.**

**ના**કુબાગ, **ભા**વનગર
૭-૫-૧૯૩૦

ગુજરાતી **પંચ**, ૧૦, **મે**, ૧૯૩૦

## લીંબડાને

( સોરઠા )

કોઈ જોઈ કડવાશ,
    ત્યજતા તુજને લીંબડા !
મા થાતો નિરાશ –
    એકતરફી ઇન્સાફ એ.

તુજ દાતણ કરનાર,
    ગુણ ત્હારા ભૂલે નહિ;
કડવું રોગ હરનાર,
    અમૃતમીઠું લીંબડા !

ભલે ઝાડનાં ઝુંડ
    જગમાં જગદીશે રચ્યાં;
તું અમૃતનો કુંડ
    ગ્રીષ્મગરમીમાં લીંબડા !

યોગીનો આધાર,
    કામ–તાપ–શામક ઠર્યો;
સુધા સમ રસધાર
    તાપસ પીતા લીંબડા !

તુજ મહિમાનું પર્વ
    ચૈત્ર શુકલની પ્રતિપદા;
લોક સ્વીકારે સર્વ:
    વૃક્ષોત્તમ તું લીંબડા !

નાકુબાગ, ભાવનગર
૨૨-૫-૧૯૩૦

બે ઘડી મોજ, ૧. જૂન, ૧૯૩૦

# કેમ કુંવારી ?*

( ગઝલ )

હું ઈન્સાન – તું ઈન્સાન : કેમ કુંવારી ?
હું જુવાન – તું જુવાન : કેમ કુંવારી ? હું૦

હું ઈમાન – તું ઈમાન : કેમ કુંવારી ?
હું તું બન્ને ખાનદાન : કેમ કુંવારી ? હું૦

ભૂલ માન – ભૂલ ભાન : કેમ કુંવારી ?
ચ્હાવું તો તો એકતાન : કેમ કુંવારી ? હું૦

લે જીગર ને દે જીગર : કેમ કુંવારી ?
બેફીકર રહે બેફીકર : કેમ કુંવારી ? હું૦

ખેલશું મહોબત–મયદાન : કેમ કુંવારી ?
હું કુરબાન – તું કુરબાન : કેમ કુંવારી ? હું૦

---

* લગ્નોના નિર્ણય "શારદા-બિલ" નથી કરતું – "સ્નેહદિલ" કરે છે. સરકારી કાયદા શૂન્ય છે : કુદરતી કાનૂન સર્વસ્વ છે. જ્યાં દિલ ત્યાં શાદી – બાકી બીજી બરબાદી. "લગ્ન" એટલે "લે જીગર ને દે જીગર" – તે નહિ તો બધી ફીકર.

**ના**કુબાગ, **ભા**વનગર
૨૩-૫-૧૯૩૦

**વી**સમી **સ**દી, ૮ જૂન, ૧૯૩૦
પૃ. ૫૩૫

આ મહાગુજરાતી સાક્ષર પોતાનાં "રસિક જોડકણાં" માં ઊંડી અનેરી રસિક અને આવેગભરી ભાવના રેડનાર **શ્રી ચન્દ્રશંકર નર્મદાશંકર પં**ડયા, બી. એ., એલએલ. બી., "**વી**સમી **સ**દી" માટે – ખાસ – એક નવું રસભર્યું, આજ યુગના આવેગની ભાવના પોષતું સુન્દર હૃદયંગમ ગીત રજુ કરે છે. (તંત્રી, **વીસમી સદી**.)

માનનીય મહારાજા શ્રી કૃષ્ણકુમારસિંહજીની
૧૯ મી જન્મતિથિ નિમિત્ત

# આશીર્વચન

( શુક્રવાર–વિ. સં. ૧૯૮૬, જ્યેષ્ઠ શુક્લ ૨–ઇ. સ. ૧૯૩૦, મે ૩૦ )

( સોરઠા )

૧ વન્દન કૃષ્ણકુમાર !
અભિનન્દન ઉષ્માભર્યાં !
પૂર્ણ વર્ષ અઢાર !
સિંહાસન સોહાવજો !

૨ ભાવનગરના ભૂપ !
ભૂમિભુષણ ભભકતા !
કૃષ્ણકુમાર અનૂપ !
કૃષ્ણચન્દ્ર શા શોભજો !

૩ ભાવસિંહજી તાત—
નન્દકુંવરબા માત જો–
નિર્મલ ધર્મ છે ભ્રાત–
આંબે તો આમ્ર જ ઝૂકે.

૪ ભાવનગર શું રાજ્ય !
ભક્તિભીની શી પ્રજા !
મહારાજ ! મહાભાગ્ય–
મહામંત્રી પટણી સમા !

૫ ઉભરાતું મુજ ઉર
આશીર્વાદો ઉચ્ચરે :
" પ્રજાજીવનનાં પૂર
ઝીલી - જલઝૂલે ઝૂલો.

નાકુબાગ, ભાવનગર
૨૭-૫-૧૯૩૦

શારદા, જૂન, ૧૯૩૦
પૃ. ૨૩૨

# વીજળીપંખા રંગ !*

(સોરઠા)

૧

વીજળીપંખા રંગ ! શું કહું ? શું ના કહું ?
બની ગયો છું દંગ દેખી લીલા તાહરી.

૨

વીજળીપંખા રંગ ! બલીહારી તુજ ત્યાગની !
તપ તપતો અણુભંગ, તપતાને શીતલ કરે.

૩

વીજળીપંખા રંગ ! બળ્યાજળ્યાનો આશરો !
તું સાચો સત્સંગ—સંતાપો સહુના હરે.

૪

વીજળીપંખા રંગ ! બની ચક્કર ભ્રમણે ચઢે !
પણ કરી ઠંડાં અંગ, સ્થિર કરે વ્યાકુલને.

૫

વીજળીપંખા રંગ ! અખંડ શી ગુંજન–સુધા !
તુજ ઉપકાર અનન્ત—રંક જ આ ફૂલપાંખડી.

---

* જ્યોતિષની દૃષ્ટિએ શનિની અન્તર્દશાના સંતાપમાંથી ગુરુની અન્તર્દશાની શીતલતામાં લઇ જતી મ્હારી ૪૭ મી જન્મતિથિના પ્રભાતે વૃષ્ટિ થતા પૂર્વે જે ઉકળાટ થયો હતો તે પ્રસંગે ઠંડક આપનાર વીજળીના પંખાએ આ કવિતા સ્ફુરાવી હતી.

નાકુબાગ, ભાવનગર
૧૯-૬-૧૯૩૦

# પ્રભાત-ફેરી

ફરીએ પ્રભાત-ફેરી;
ફરીએ હરેક શેરી. ફરીએ૦

પ્રભાત-વાયુ વાયે,
ચેતન બધે છવાયે,
જાગો એ લોક લહેરી. ફરીએ૦

આ રાષ્ટ્ર સારો જાગ્યો,
સ્વરાજ્ય-હક્ક માગ્યો,
આ જાગૃતિ અનેરી. ફરીએ૦

ગાંધીને પંથે જાશું,
યજ્ઞે અમ્હેં હોમાશું,
સરકાર ભલે હો વેરી. ફરીએ૦

રીડ રોડ, અમદાવાદ
૧૬-૮-૩૦

## વીરાંગનાને વન્દન

( નહિ નમશે, નહિ નમશે નિશાન ભૂમિ **ભા**રતનું – એ લય )

વન્દન છે, વન્દન છે, વીરાંગનાને વન્દન છે;
ચન્દન છે, ચન્દન છે, શૂરે લલાટે ચન્દન છે.
વન્દન છે૦

સરોજિનીને વન્દન છે,
કમલાદેવીને વન્દન છે,
પેરિનબ્હેનને વન્દન છે,
વીરાંગનાને વન્દન છે.
વન્દન છે૦

લીલાબ્હેનને વન્દન છે,
હંસાબ્હેનને વન્દન છે,
રમીબ્હેનને વન્દન છે:
વીરાંગનાને વન્દન છે.
વન્દન છે૦

ઉર્મિલાને વન્દન છે,
ગંગાબ્હેનને વન્દન છે,
સ્નેહલતાને વન્દન છે;
વીરાંગનાને વન્દન છે.
વન્દન છે૦

વન્દન છે અભિનન્દન છે,
શૂરે લલાટે ચન્દન છે,
કાયરતા એ બન્ધન છે;
વીરાંગનાને વન્દન છે.
વન્દન છે૦

**નાગરવાડા, નડિઆદ, ૧-૯-૧૯૩૦**
( ૩, **ખટાઉ** બિલ્ડીંગ્ઝ, **ગ્રાન્ટ** રોડ
મુંબાઇ, ૭, ૧-૧-૧૯૩૧ ) ( અલગ અલગ પત્રિકાઓ )

## રાષ્ટ્રધ્વજ-વન્દન

( કામણ દીસે છે અલબેલા, ત્હારી આંખમાં રે – એ લય )

ઉંચે ઉંચે ઉડશે રાષ્ટ્રધ્વજ અમ માતનો રે;
ભારતમાતનો રે.
ઉંચે ઉંચે૦

પવિત્રતાની એ છે મૂર્તિ-શાન્તિમય ચેતનની સ્ફુર્તિ;
બન્ધુતાનો બોધ બુલંદ જ તાતનોરે;
ભારતમાતનો રે.
ઉંચે ઉંચે૦

ફરફર ફરફર ફરફર ફરતો-નજર સર્વ દિશામાં કરતો;
ધરતો હ્રદયે પુણ્ય પવન પ્રભાતનો રે;
પ્રવાહ પ્રવાતનો રે.
ઉંચે ઉંચે૦

અભંગમનથી આ ધ્વજવન્દન-અભંગમનથી ધ્વજસંરક્ષણ;
અખંડ ઉડશે રાષ્ટ્રધ્વજ પ્રિય માતનો રે.
ભારતમાતનો રે.
ઉંચે ઉંચે૦

નાગરવાડા, નડિઆદ
૩૦-૯-૩૦

ગુજરાતી, ૫, ઑક્ટોબર, ૧૯૩૦;
ગુજરાતી પંચ, ૫-૧૦-૧૯૩૦
વીસમી સદી, ૧૨, ઑક્ટોબર, ૩૦
પૃ. ૨૪૫; તથા પત્રિકાઓ.

# नूतनवर्षाभिनन्दनम् ।

## રણે ચઢો

હિન્દતણી હાકલ વાગે છે —
શૂરાં હિન્દીઓ, રણે ચઢો;
હિન્દીવાન હો – હો હિન્દવાણી,
બહાદુરીથી બહાર પડો. ૧

ગાંધીજી બોલાવે આજે —
શૂરાં હિન્દીઓ, રણે ચઢો;
માતૃભૂમિની મુક્તિ કાજે —
બહાદુરીથી બહાર પડો. ૨

પરાધીનતા પ્રાણ ચૂસે છે —
શૂરાં હિન્દીઓ, રણે ચઢો;
"સ્વતંત્રતા" આમંત્રી રહી છે —
બહાદુરીથી બહાર પડો. ૩

પરદેશીનાં બન્ધન તોડી,
શૂરાં હિન્દીઓ, રણે ચઢો;
"સ્વરાજ્ય" લેવા "સત્યાગ્રહ"થી
બહાદુરીથી બહાર પડો. ૪

શુદ્ધ બનીને – શાન્ત થઈને,
શૂરાં હિન્દીઓ, રણે ચઢો;
હિંસા ત્યજીને – પ્રેમ સજીને,
બહાદુરીથી બહાર પડો. ૫

ધર્મયુદ્ધ મંડાઈ રહ્યાં છે,
શૂરાં હિન્દીઓ, રણે ચઢો;
મુક્તિ લેવા – મુક્તિ દેવા
બહાદુરીથી બહાર પડો. ૬

નાગરવાડા, નડિઆદ, ૨૦-૧૦-૩૦
વિ. સં. ૧૯૮૬ની ધનત્રયોદશી (પત્રિકા)

## તું હિન્દુ હો, હો મુસ્લીમ તું

૧

તું હિન્દુ હો, હો મુસ્લીમ તું,
વતન-વન્દન પ્રથમ કરજે,
જો જન્મ્યો હોય હિન્દે તું,
ભલું એનું પ્રથમ ધરજે. તું હિન્દુ૦

૨

"પ્રથમ માતા-પ્રથમ ભ્રાતા":
સદા યે સત્ય એ સ્મરજે;
"ખરા ખપના જે પોતાના-
બીજા ખોટા": ન વીસરજે. તું હિન્દુ૦

૩

બીરાદર પર ભરોસે રહી,
બધા વ્હેમો પરિહરજે;
બીરાદરીને બગાડે જે,
દિલે ના ઝેર તે ભરજે. તું હિન્દુ૦

૪

ખુદા ખાતર, મજહબ ખાતર,
વતન ખાતર : જીવી મરજે;
ઉંચું માથું સદા રાખી,
સ્વમાની આલમે ફરજે. તું હિન્દુ૦

ગ્રાન્ટ રોડ, મુંબાઈ
૧૪-૧-૧૯૩૧
મકરસંક્રાન્તિ.

બે ઘડી મોજ,
ઈદ અંક, ૧૯૩૧

## "વ્હાતો હતો" કહી જે શકે ત્હેણે ખરૂં ચાહ્યું નથી

૧

"વ્હાતો હતો હું એક દી,
વ્હાતો હતો પૂર દિલથી;
ગઈ કાલની એ વાત છે –
એ આજની બીના નથી,
થાનાર પ્રીતિ થઈ ગઈ,
થઈ છતાં ચાલી ગઈ;
પૂર્વે હતી – આજે નથી :
અસ્થિર પ્રીતિ જગતની."

૨

"શું કામ જૂઠું બોલતા?
સાચ્ચું તમ્હેં ચાહ્યું નથી;
સાચ્ચા સનાતન સ્નેહ શું
કાલભોગ થતા કદી?
'ચાહ્યું કદી – ચાહ્યું સદા':
એ સૃષ્ટિની નીતિ ખરી;
'વ્હાતો હતો' કહી જે શકે
ત્હેણે ખરૂં ચાહ્યું નથી."

ગ્રાન્ટ રોડ, મુંબાઇ
૧૫-૧-૧૯૩૧

વીસમી સદી,
૧૮ ઑકટોબર, ૧૯૩૧, પૃ. ૩૦૬

# પ્રતિપ્રેમની આશા વિના ચ્હાતાં દિલો ચાહ્યાં કરે

( ભૈરવીની ગઝલ )

૧

“ હા યાદ છે – હા યાદ છે –
હા યાદ છે : ચ્હાતી હતી;
તમ કાજ કેવી તલસતી ?
તાજી હજી ત્હેની સ્મૃતિ;
ચ્હાતી હતી હા, એકદા –
ચ્હાતી હવે તમને નથી;
આ દિલના દરીયાવમાં
ઊર્મિ હવે ના જાગતી. ”

૨

“ ચાહીશ ના – ચાહીશ ના,
જો દિલમાં ઇચ્છા નહિ;
ચ્હાવું ન ચ્હાવું મોજ છે :
ના વાત માનવહાથની;
મુજ ભાગ્યમાં ચ્હાવું લખ્યું :
ચાહું – ભલે તું ના ચહે;
પ્રતિપ્રેમની આશા વિના
ચ્હાતાં દિલો ચાહ્યાં કરે. ”

પ્રતિપ્રેમ = સ્હામા માણસનો પ્રેમ. જેને આપણે ચ્હાતાં હોઇએ તે બદલામાં આપણને ચાહે કે ન ચાહે છતાં જે ચાહે તે જ ખરો સ્નેહી – બીજો તો વ્હાલનો વિનિમય ( barter ) છે.

૩ ખટાઉ બંગલોઝ, આન્ટરોડ
મુંબાઇ. ૧-૨-૧૯૩૧

વીસમી સદી, છઠ્ઠ અંક
૧૯૩૨, પૃ. ૧૧૨

# જેને હૃદય હોય તે જાણે*

જેને હૃદય હોય તે જાણે,
હૃદય હોય તે જાણે,
પીડાતાની પીડને :

શું બીજા પીછાને?
શું બીજા પીછાને,
પીડાતાની પીડને. જેને૦

સમાજે સ્પષ્ટ કર્યે બધા – આપોઆપ રસિક,
"સમજ્યા" જે પોતાથકી – બાકી "સમજ્યા" ઠીક. જેને૦

પીડા કદી જાતી કહી? જાતે સહી રહી સમજવી;
સમજુ જો જાયે મળી – સમજો "પીડ ઉડી ગઇ." જેને૦

સમજુ દે, પ્રભુ, જો દીયે – નહિ તો દેજે ઠોઠ;
"હું પોતે સમજું સહુ" : ભારે પીડ એ ભોઠ. જેને૦

મુંબાઇ, ૧૧-૨-૧૯૩૧

---

* Buoyancy and length નાં લક્ષણવાળો એક લય ગાતી ગાતી નડિઆદની નાગરી નાતની સ્ત્રીઓ ચાલે છે તે લયમાં પ્રથમ બે પંક્તિઓ છે, અને બીજી ત્રણ સાખી છે. સમભાવ સમજણ પ્રકટાવશે – બાકી તો?

# લ્યોજી દૂધ લ્યો

(કોઇ દૂધ લ્યો દિલરંગી – એ લય)

લ્યોજી દૂધ લ્યો દિલઉજળાં –
લ્યોજી દૂધ લ્યો મનમીઠડાં.
લ્યોજી દૂધ લ્યો દિલઉજળાં.

જામ જુઓ, દૂધ આ જુઓ, જુઓ દૂધ દેનાર;
દૂધ દેતા આ દિલમાં જુઓ દૂધ લેનાર. લ્યોજી.

સાકરની દરકાર શી ? દૈવી દૂધમીઠાશ;
મનમીઠપ માંહી મળી : છીપી અમૃતપ્યાસ. લ્યોજી.

દેવ દીધેલ જ દૂધ આ દઉં દિલથી દિલદાર !
દિલ લેવાં દિલ દેઇને સ્નેહજીવનનો સાર. લ્યોજી.

આન્ટરોડ, મુંબાઇ
૧૨-૨-૧૯૩૧

વીસમી સદી, ઇદ અંક, ૧૯૩૧
૨૨ ફેબ્રુઆરી, પૃ. ૧૦૦૩

# જમના-જયન્તી *

( મરાઠી સાખી )

૧

"ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડલ" ઉજવે જયન્તી આજે,
જમનામૈયા મંડલ-માતા સ્વર્ગમહીં બીરાજે,
તો યે હાજર આત્મા એ - કૈં મીઠી આશિષ આપે.

૨

મોહમયીની મહિલા મિથ્યા જીવનવ્યય કરતીતી;
ન્હાનાં ન્હાનાં નિજ જગતોમાં ન્હાની ચીજ ભરતીતી:
ન્હોતી દૃષ્ટિ કૈં મ્હોટી - એની સૃષ્ટિ હતી છોટી.

૩

જમના મૈયા જાગ્યાં જાતે - જગવી નારી-સૃષ્ટિ,
મેઘનાદ સમ સાદે ગાજ્યાં વર્ષી ચેતનવૃષ્ટિ;
જાગી સારી સ્ત્રીજાતિ - જગ જ્યાં ત્યાં સોહાતી.

૪

આભારી મંડલ-મહિલાઓ મોંઘી સ્મૃતિ સંઘરે છે,
ઉજવી જયન્તી સહુ બ્હેનોને "મૈયા" થવા પ્રેરે છે:
બ્હેનો મૈયા સંભારે - મૈયાપગલે એ ચાલે.

૩, ખટાઉ બિલ્ડિંગ્ઝ,
ગ્રાન્ટરોડ, મુંબાઇ ૭
૮-૪-૧૯૩૧

વીસમી સદી,
૧૨ એપ્રિલ ૧૯૩૧, પૃ. ૨૫૧

---

* બુધવાર' તા. ૮ મી એપ્રિલ ૧૯૩૧ ને દિવસે "ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડલ" તરફથી શ્રીમતી જમનાબ્હેન સક્કઇની જયન્તી નિમિત્ત.

# એક સ્મરણાંજલિ

સમર્પનાર

**શ્રી ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા**

**બુ**ધવાર, તા. ૮ **એ**પ્રિલ ૧૯૩૧, એટલે શ્રીમતી **જ**મનાબ્હેન **સક્કઇ**ની જયન્તી. કૈંક ગુજરાતણો જન્મી હશે ને કૈંક જન્મશે, પણ **જ**મનાબ્હેન તે **જ**મનાબ્હેન. આ કેવળ અનન્વયાલંકાર જ નથી–સાદું, સીધું, સોએ સો ટકા સાચ્ચું સત્ય છે. કોઇ પણ વ્યકિતને લેશ પણ અન્યાય કરવાની ઇચ્છા છે નહિ – હોય જ નહિ, પરંતુ સ્વર્ગને ય શોભાવનાર **જ**મનામૈયાને ય ન્યાય ઉપર તો અધિકાર હોય ને? અને એ કેવલ ન્યાય છે કે સત્યસ્વીકાર કરીને ઉચ્ચૈરુચ્ચાર કરવો.

અને અજ્ઞાનીઓથી કે આત્મનિષ્ઠોથી ન્યાય થતા નથી. યુવાવસ્થા પોતાની નવજુવાનીના જોસમાં પોતાનાં પરાક્રમોથી ઉન્મત્ત થાય એ સ્વાભાવિક હોય તો ય કાંઇ પૂર્વજોનાં મહત્તર પરાક્રમોને એ અણસમજમાં ઉતારી પાડે કે એથી બેખબર રહે એ તે કાંઇ મૂગે મ્હોંએ નભાવી લેવાય? નવજુવાન ગુજરાત, ત્હારા પ્રિય પરાક્રમ – પ્રદેશોમાં પૂરજોમમાં ઝઝૂમાય તેટલું ઝઝૂમજે, પરંતુ ત્હારાં મહાન્ પૂર્વજોનાં પરાક્રમો પાસે નમ્રતાથી શિર ઝુકાવી કૃતકૃત્ય થવાનું મા વીસરજે. તો કર વન્દન મ્હારી સાથે ગતયુગની ગરવી ગુજરાતણ **જ**મનામૈયાને અને ગજવ ગગનગંભીર ગર્જનાથી

**જય જમનામૈયાકી જય**

૩ ખટાઉ બિલ્ડિંગ્ઝ, ઓન્ટરોડ
મુંબાઇ. ૪-૪-૧૯૩૧

## મહારાજાશ્રી ભાવસિંહજીને*

( મરાઠી સાખી )

૧

વેદ વદે છે : "આત્મા પોતે પુત્રરૂપે જન્મે છે;
ભાવસિંહજી, કૃષ્ણકુમારે આપ — સત્ત્વ રમે છે,
તો યે આશિષો આપો — હસ્ત પુત્રશિરે સ્થાપો.

૨

પટ્ટણીજીને 'ભાઇ' કહીને આપે નિત્ય સંબોધ્યા;
રાજ્ય અને પ્રિય પુત્ર સોંપવા એ જ 'ભાઇ'ને શોધ્યા :
જાતે સ્વર્ગે સીધાવ્યા—ભાઇને રાજ્યપદે પધરાવ્યા.

૩

ભાવસિંહજી ધન્ય જ રાજા! ધન્ય પ્રધાન પટ્ટણીજી!
મહારાજા ને મંત્રીશ્વરની ક્યાં છે જોડી બીજી?
સુખી આત્મજ–ત્રિપુટી!–સુખી ભકત પ્રજા સૌ તી!

૪

ભાવસિંહજી! નન્દકુંવરબા! વર્ષો અમૃત — વૃષ્ટિ!
વિજયા – કૃષ્ણની જુગલજોડની શોભો અમૃત – સૃષ્ટિ!
શુભ આશિષો દેજો — પિતૃપદના લ્હાવા લેજો!

૩, ખટાઉ બિલ્ડિંગ્ઝ,
ગ્રાન્ટરોડ, મુંબાઇ
૧૧-૪-૧૯૩૧

વીસમી સદી
૧૯ એપ્રિલ ૧૯૩૧, પૃ. ૨૮૮
શારદા, એપ્રિલ ૧૯૩૧; પૃ. ૯૭

---

*શનિવાર, તા. ૧૮ મી એપ્રિલ ૧૯૩૧ ને દિવસે ભાવનગર-નરેશ કૃષ્ણકુમારસિંહજી રાજ્યસિંહાસને સ્થાપિત થશે, અને તા. ૨૨ મી ને બુધે લગ્નપ્રસંગેથી સંસારમાં સ્થાપિત થશે; એ શુભ પ્રસંગો નિમિત્ત.

# મહારાજા કૃષ્ણકુમારસિંહજીને

( લાવણી )

રાજવી, આજ અભિનન્દન !
વિશેષે વ્હાલભર્યાં વન્દન !
ગુહિલ વંશના અંશુ આપ છો—સૌમ્ય પ્રકાશ પ્રસારો;
પૂર્વજ–પોષિત પ્રજાહિતમાં કીધે જાઓ વધારો.
રાજવી આજ અભિનન્દન !
વિશેષ વ્હાલભર્યાં વન્દન !
તખ્તસિંહના પૌત્ર પનોતા દાનકીર્તિ જમાવો;
ભાવસિંહના પુત્ર પવિત્ર જ ચરિત્ર–પુણ્ય કમાઓ.
રાજવી, આજ અભિનન્દન !
વિશેષે વ્હાલભર્યાં વન્દન !
કૃષ્ણચન્દ્રના નામરાશિ છો, જીવનમાં રસ ભરજો;
વિજયાબાની વિજયમાલની વિજયશ્રી સંઘરજો.
રાજવી, આજ અભિનન્દન !
વિશેષે વ્હાલભર્યાં વન્દન !
પૂર્વજના સિંહાસન પર ને લોકદિલે વિરાજો;
નવયુગનાં નવચેતન ઝીલો પ્રજાતંત્ર સ્થાપો.
રાજવી, આજ અભિનન્દન !
વિશેષે વ્હાલભર્યાં વન્દન !

મટાઉ બિલ્ડિંગ્ઝ, સ્લેટર રોડ
ગ્રાન્ટરોડ મુંબાઇ. ૧૧-૪-૧૯૩૧

વીસમી સદી, ૧૯ એપ્રિલ
૧૯૩૧, પૃ. ૨૮૮

# ચિ. બ્હેન સરયુદાના શુભ લગ્ન નિમિત્ત
## મંગલાષ્ટક

૧

"છે તું વ્યગ્ર સરસ્વતી સતત કાં?" બ્રહ્માજી પૂછયાં કરે,
"છે ના ચેન જરી મ્હને, પ્રિય પિતા!" મૂંઝાયલાં ઉચ્ચરે:
"ગાંધીજી પળવાર ના વિરમતા–આરામ ના દે જરી";
એવાં વ્યગ્ર સરસ્વતી પણ હસી **कुर्यात्सदा मंगलम्** ।

૨

કૈલાસે નિજ તાત પાસ જઈને વિઘ્નેશ પૂછે નમી:
"કોણે વલ્લભભાઈને અભયના સ્વામી જ દીધા કરી?
ના પ્રાર્થે–ન ગણે જરી હૃદયથી વિઘ્નેશ કે વિઘ્નને!!"
એવા વલ્લભ–વિક્રમે મુદિત જે **कुर्यात्सदा मंगलम्** ।

૩

બ્રહ્માજી નિજ સૃષ્ટિની સુઘટના જોઈ ખુશી કૈં થતા:
"મ્હારા તુલ્ય નહિ કરી જગતમાં કોઈ શકે યોજના."
મોતીલાલ સ્વરાજ્ય–યોજક થયા – સૃષ્ટિ રચી કૈં નવી!
વટેલો નિજ ગર્વ જોઈ હસતા **कुर्यात्सदा मंगलम्** ।

૪

"લક્ષ્મીજી સમ કો નથી જગતમાં" એવું પ્રભુ માનતા;
"જેને હું ન શકું ત્યજી હૃદયથી ત્હેને ત્યજે કોઈ ના";
તોડયો એ ભ્રમ વિષ્ણુનો પલકમાં ત્યાગી મહાલક્ષ્મીને!
હારેલાં, કમલા – જવાહરથકી **कुर्यात्सदा मंगलम्** ।

૫

"દેવોના પણ દેવ જે જગતમાં" સ્વીકાર સર્વે કરે;
લોકોના હિતમાં, સદાશિવ થઇ, વૃત્તિ સદા યે ધરે;
જોયા પંડિત માલવીય, મધુરી વૃત્તિ અને આકૃતિ!
શંભુસ્મિતપ્રભા સુમંગલમયી **कुर्यात्सदा मंगलम्।**

૬

સ્ત્રીશકિત મધુરી અને રસમયી સૃષ્ટિમહીં જ્યાં હશે;
ત્યાં ત્યાંથી જ, સરોજિની-હૃદયમાં, આણી ભરેલી દિસે;
સાહિત્યે નિપુણા તથા ચપલતા વિદ્યુલ્લતાના સમી,
વકતૃત્વે પ્રિય કોકિલા મધુમયી **कुर्यात्सदा मंगलम्।**

૭

આજે સૂર્યપુરે થતી પ્રિય ક્રિયા દાંપત્ય – પ્રારમ્ભની;
ભૂલી ભેદ જ ભાલચન્દ્ર – સરયૂ એકાત્મ જોડી થતી;
મંજુબા નિજ નાથ સાથ કરતાં કન્યાતણું દાન કૈં
આવો આજ અહીં સહુ પ્રિયજનો! થાશે સહુ મંગલ!

૮

સારા જીવનને ભરો પ્રણયથી; સેવા કરો સર્વની;
દ્વૈધીભાવ ત્યજી બનો હૃદયથી, એકાત્મ જોડી સખી;
કૌમુદી સમ સૌમ્ય ઉર ભરજો મીઠો સુધા ચન્દ્રની,
આશીર્વાદ દઇ પ્રભુ પ્રણયથી **कुर्यात्सदा मंगलम्।**

ન્હાની છીપવાડ, બાલાજી રોડ. સુરત
સં. ૧૯૮૭ ના વૈશાખ વદ ૬ (પત્રિકા)
૮ મે ૧૯૩૧

# ભાઇ વિભાકરને

## ( મરાઠી સાખી )

"વિરાટ વિભુની વામન વિભૂતિ" વિભાકર વિલસંતી !
વિપત્તિમાં વાદલ–દલના વિક્ષેપો ય હસંતી !
વીર–વિક્રમથી વિકસંતી ! ધીર–શાન્તિસ્મિત લસંતી ! ૧
રંગભૂમિના રસોદ્ધારની અજબ ધૂન મચાવી !
પ્રેક્ષકગુણની પરંપરાઓ પ્રાણ પ્રેરી નચાવી !
ધન્ય કલાકાર નાટકના ! ધન્ય "જાદુગર સોરઠના !" ૨
વાચસ્પતિ તું વ્યાસપીઠનો સભાસ્થાન ગજવંતો !
સંજીવનીનો સ્પર્શ થતાં તો મૃત પણ ચેતનવંતો !
શી અજબ કલા તારી ! અહો વાક્સૃષ્ટિ ન્યારી !
નિજ ભાષાના સાહિત્યે તું ચમકારા સમ ચાલ્યો !
પત્રકારના કાલપ્રદેશે પણ મમતાથી મ્હાલ્યો !
ધન્ય રાષ્ટ્રભક્તિ તારી ! ધન્ય સર્વવ્યોમ–વિહારી ! ૪
માતપિતાનો લાડકવાયો ! બન્ધુ–પંચ–લાડીલો !
માનીતો તું મિત્રમંડલે ! તું કોનો નહિ વ્હાલો !
આજે અંજલિ સૌ દે છે ! તું યે ભાવભર્યો લેજે ! ૫

વિ. સં. ૧૯૮૭ના **શ્રા**વણ સુદ આઠમ, **શુ**ક્રવાર, તા. ૨૧-૮-**૩૧** એટલે **નૃસિંહદાસ વિભાકર**ની સાતમી મૃત્યુતિથિ. તે નિમિત્ત એક સુહૃદ્નો હૃદયોદ્ગાર. **મું**બાઇમાં મ્હારે ત્યાં સ્મરણ–સમારંભ પ્રસંગે સૌ. **સુ**ધાએ આ શોકગીત ગાયું હતું.

પ્રકટ : **શા**રદા, **સ**પ્ટેમ્બર ૧૯૩૧

[ભાઇ વિભાકર અમારા મંડળમાંની એક પ્રધાન મોહક વ્યક્તિ હતી. આજ એનું નામ પણ ભૂલાઇ ગયું છે, અને તેથી આ અંજલિ ખાસ મહત્ત્વની છે. આ શક્તિશાલિની વ્યક્તિએ પોતાના લેખોનો એક સંગ્રહ બહાર પાડ્યો છે. નાટકો રચી ભજવાવ્યાં છે. બહુ વ્હેલા અવસાન પામ્યા એ એમનો મુખ્ય દોષ હતો.—**કા**.]

## વર્ષામાં

( આશાવરી )

લીલી સૃષ્ટિ શી સોહાય !
વૃષ્ટિ–સુધા સીંચાય ! લીલી૦

સૂકી હતી ગઈ કાલ સુધી એ – તાપ કેમ સહેવાય ?
રસ–વૃષ્ટિ–સંજીવન–સ્પર્શે નવચેતન ઉભરાય. લીલી૦

ઝરમર ઝરમર ફરફર વરસે, સૃષ્ટિ કંઈક ભીંજાય;
રસલીલી સુન્દર સાડીમાં બિન્દુમોતી ઝળકાય. લીલી૦

અભ્રછાંટ કૈં મચ્છરદાની આછી આછી છાય;
અર્ધ–દીસતી અર્ધ–અદીઠી સુન્દરી સુમ સુહાય. લીલી૦

"વહું ? ન વહું ?" એમ કરતાં કૈં કૈં વ્હેણુ વ્હીલાં સૂકાય.
ખળખળ વ્હેતાં એ જ વ્હેણુ સૌ અખંડ ધસતાં જાય. લીલી૦

બન્યું–બનાવ્યું આજ બધુ યે લીલું કુંજાર;
આંખ ઠરે છે–ઉર ઠરે છે : સ્વર્ગ સત્ય સંસાર. લીલી૦

વીસમી સદી
૩૦ ઑગસ્ટ, ૧૯૩૧, પૃ. ૧૦૧૭

[ આ તથા પછીના એક કાવ્યમાં લખ્યાની તારીખ નથી : એ ચન્દ્રશંકરને માટે બહુ જ અસાધારણ છે.—કા. ]

# સૂણજે ગુર્જર દેશ !

( ૩૧૯ )

સૂણજે ગુર્જરદેશ !
પ્રિય હો !
સૂણજે ગુર્જરદેશ !

ઝીલજે રસ–સન્દેશ !
પ્રિય હો !

ઘર ઘર ઘૂમું થાક વગર હું કરવાને રસ–લ્હાણ,
ઝીલજે જીવન–ઝીલજે ચેતન : રસ છે સૃષ્ટિ–પ્રાણ. પ્રિય હો !

"ગુજરાત ગણુત્રીબાજ, ગર્જીલો, લક્ષ્મીલોભી દેશ :
રસજીવનની મોંઘી મજાઓ સમજે નહિ લવલેશ." * પ્રિય હો !

ભારત–ભગિની ઉભી મૂંઝાતી, ચિન્તાગ્રસ્ત નિરાશ :
"શું થશે આ ગુર્જરી કેરૂં ? જ્યાં નહિ રસ–ઉલ્લાસ !" પ્રિય હો !

રસહેલી તું ઝીલી ઝીલી થાજે રસ–નિષ્ણાત;
લક્ષ્મી ભજજે–શારદા ભજજે : ભજજે સર્વે માત. પ્રિય હો !

ભારત–પુત્રી–પરિષદે ને જગમેળે ય સાક્ષાત,
સર્વશ્રીશ્વરી–સર્વરસેશ્વરી થઈ ઘૂમજે, ગુજરાત ! પ્રિય હો !

વીસમી સદી, ૬ સપ્ટેમ્બર, ૧૯૩૧, પૃ. ૧૩

---

* આ ધારણા ગુજરાતીઓ માટે ઇતર રાષ્ટ્રીઓની છે.

## મહાત્માને હ્રદયે મણિ !

( સોરઠા )

૧

દીઠા કૈંક દેખાવ – વિદેશ ગાંધીજી જતાં
અજબ ઓર ઉઠાવ–"મહાત્માને હૃદયે મણિ"

૨

ત્રાટક માંડો સ્નેહથી : મહત્તાની મ્હોટાઈ !
મહાસાગર શી મેદની–પણ મણિ એક દેખાઈ !

૩

નહીં રૂપ, નહીં રંગ, મહાત્મામાં–મણિબ્હેનમાં !
દિવ્ય દિસે એ દ્વન્દ્વ–સાહસહાસ્ય છૂટથી હસે !

૪

બહાદુર બન્ધુબેલ – વિઠ્ઠલ–વલ્લભ શોભતી !
પટેલ ખરી જન્મેલ : મણિબ્હેન નરી બહાદુરી !

૫

સ્ત્રીજાતિ સુકુમાર સ્ત્રીશક્તિ ચંડી બની !
હોજો નર કે નાર, શૌર્યસ્થાન હૃદયે ઠર્યાં !

૩ ખટાઉ બિલ્ડિંગ્ઝ
સ્લેટર રોડ, ગ્રાન્ટરોડ
મુંબાઇ, ૧૫-૯-૧૯૩૧

# શ્રીગણેશસંદેશ

એ યુગ યુગ ફરતા ગણેશ!
શો તુજ જગસંદેશ? એ યુગ૦

દૈહિક આકૃતિ-માનસ પ્રકૃતિ "સંગ્રાહક" સૂચવાય;
માનવદેહે આનન ગજનું નહિ તો શાનું સુહાય? એ યુગ૦

પુત્ર તું પ્યારો શિવ-ગૌરીનો, ષડાનનનો ભ્રાત,
રિદ્ધિ-સિદ્ધિનો પ્રિય સ્વામી-"ગણ-પતિ" તું સાક્ષાત્. એ યુગ૦

વિઘ્નેશ્વર તું દેવદાયરે પ્રથમપૂજ્ય ગણાય,
સર્વારંભે મંગલ-મંડન શ્રીગણેશ સ્થપાય. એ યુગ૦

પંડિતપુંજે પરમ પૂજ્ય ને માનીતો તું મનાય,
ધન્ય ધન્ય હો બુદ્ધિ-પ્રદાતા! પ્રથમ સ્તુતિ તુજ થાય. એ યુગ૦

પાઘડી પલટી-પટકુળ પલટયાં-પલટયો સારો વેશ,
યુગ યુગ પલટી, દિક્ દર્શાવી, પ્રગતિપ્રિય ગણેશ! એ યુગ૦

૩ ખટાઉ બિલ્ડિંગ્ઝ
ગ્રાન્ટરોડ, મુંબાઇ
ગણેશ ચતુર્થી, સં. ૧૯૮૭
૧૫-૯-૧૯૩૧

## પ્રભુને

( ભૈરવીની ગઝલ )

૧

પ્રત્યક્ષ થાને તું પ્રભુ !
પ્રચ્છન્ન કેમ રહ્યાં કરે ?
તુજ સૃષ્ટિની શું ઊનતા
તુજ દિલને ડંખ્યા કરે ?
સંપૂર્ણ તું હોવા છતાં,
સંપૂર્ણ કીધી સૃષ્ટિ ના;
શાનો હવે પસ્તાય છે,
હાથે જ જો દોષો ભર્યાં ?

૨

શાને રચ્યાં ત્હેં માનવી
જે ભૂલભાંડાગાર છે ?
રચવાં હતાં યંત્રો બધાં
ચાલે કહ્યા અનુસાર જે !
શાને દીધું સ્વાતંત્ર્ય, જો
ધાર્યું જ તુજ કરવું હતું ?
સ્વાતંત્ર્ય એ સ્વાતંત્ર્ય છે –
બન્ધન પછી ના શોભતું.

૩ ખટાઉ બિલ્ડિંગ્ઝ
સ્લેટર રોડ, ગ્રાન્ટરોડ
મુંબાઈ, ૨૧-૧૦-૧૯૩૧

# બન્ધુ ખબરદારને, વન્દન !

બન્ધુ ખબરદાર, વન્દન !
અર્પું કનકોત્સવ–ચન્દન !
આવી ઇરાનથી પારસી જાતિ ઘર કરવા ગુજરાત;
ગણી ગુજરાતી "જબાં માદરી" ગણી ભૂમિ નિજ માત.
બન્ધુ ખબરદાર, વન્દન !
અર્પું કનકોત્સવ–ચન્દન !
પણ ગુજરાતી શિષ્ટ–મિષ્ટ તો તુજ કાવ્યે સોહાય;
પારસી જાતિ પામે પ્રેરણા–કેવું 'મજાનું' થાય !
બન્ધુ ખબરદાર, વન્દન !
અર્પું કનકોત્સવ–ચન્દન !
પ્રભુ–પ્રાર્થના: "ખબરદાર શા પારસી સહુ થાજો !
માતૃભૂમિના – માતૃવાણીના યજ્ઞે હોમાજો !"
બન્ધુ ખબરદાર, વન્દન !
અર્પું કનકોત્સવ–ચન્દન !
અગ્નિ–પૂજક પારસી–પુત્રે હૃદયાગ્નિ પ્રકટાવ્યા !
કાવ્યકલાના પ્રેમયજ્ઞથી ધર્મયજ્ઞ દીપાવ્યા !
બન્ધુ ખબરદાર, વન્દન !
અર્પું કનકોત્સવ–ચન્દન !
કાચો કવિ પણ સાચો સ્નેહી દે દિલ–અંજલિ ભ્રાત !
આશિષોનાં અમૃત વર્ષો સરસ્વતી સાક્ષાત !
બન્ધુ ખબરદાર, વન્દન !
અર્પું કનકોત્સવ–ચન્દન !

૩ ખટાઉ બિલ્ડિંગ્ઝ
સ્લેટર રોડ, ગ્રાન્ટરોડ
મુંબાઇ, ૬-૧૧-૧૯૩૧

વીસમી સદી
૨૨, નવેમ્બર ૧૯૩૧
પૃ. ૫૯૩

नूतनवर्षाभिनन्दनम् ।

# દે ને પ્રભુ, પૂર્ણ સ્વરાજ્ય !

( આસાવરી )

દે ને પ્રભુ, પૂર્ણ સ્વરાજ્ય !
એ છે એક જ સાધ્ય ! દે ને૦

સારા રાષ્ટ્રની મુખરૂપ સંસ્થા "મહાસભા" મનાય;
મહાસભાના મુખ મહાત્માજી પુરુષોત્તમ પુજાય.
દે ને૦

સામ્રાજ્યધાની લંડન નગરે આમંત્રિત સમુદાય;
કૈંક નૃપેન્દ્ર–લોકપુરુષ કૈં એકત્રિત સુહાય.
દે ને૦

મહાત્માજીની રાષ્ટ્રમાગણી સમ્રાટ્ કરે સ્વીકાર;
એવું કૈંક કરીને પ્રભુ, તું કરજે જયજયકાર.
દે ને૦

સામ્રાજ્ય સ્વતંત્ર–સ્વતંત્ર ભારત : આમે જુગલ જોડ !
મનોરાજ્ય મોંઘેરાં એ છે–પ્રભુ, તું પૂરજે કોડ !
દે ને૦

૩ ખટાઉ બિલ્ડિંગ્ઝ
સ્લેટર રોડ, ગ્રાન્ટ રોડ, મુંબાઇ
વિ. સ. ૧૯૮૭, દીપોત્સવી
૯-૧૧-૧૯૩૧

ગુજરાતી, દીવાળી અંક
સં. ૧૯૮૭. સન ૧૯૩૧
પૃ. ૫૦

# ઠાકોરભાઇ, આમ તું કાં ચાલ્યો ગયો?

( ઓધવજી, સન્દેશો કહેજો શ્યામને – એ લય )

૧

ઠાકોરભાઇ, આમ તું કાં ચાલ્યો ગયો?
  કરવો'તો અમ કૈંક ભલા, વિચાર જો;
કાં બોલાવ્યો પ્રભુએ વ્હેલો આટલો?
  કાં ના બોલ્યો "બાકી બધો સંસાર જો"? ઠાકોરભાઇ૦

૨

મોહક મીઠું મુખડું મન પાસે તરે,
  એ તે, વ્હાલા, કેમ કરી વીસરાય જો?
મધ-મધુરી તુજ વાણી મુજ કર્ણે રમે;
  માને ના મન "ફરી નહિ સંભળાય જો." ઠાકોરભાઇ૦

૩

ધસી આવે કૈં ધાડાં તુજ સ્મરણો તણાં–
  કૈં કૈં સ્ફુરે દૈવી પ્રેમ–પ્રસંગ જો,
ઉડવા મથતો ઉંચે ઉંચે વ્યોમમાં:
  આખર ઉડયો ઘૂમવા બસ સ્વચ્છન્દ જો. ઠાકોરભાઇ૦

નડિઆદવાસી પ્રતિભાશાલી નવજુવાન કવિપત્રકાર પૃથુ શુકલને– " ફુલપાંદડી " તથા " આરામગાહ "ના રચનારને – અમ્હે સ્વજનો ઠાકોરભાઇ કહેતા.

વીસમી સદી, ૨૯ નવેમ્બર ૧૯૩૧, પૃ. ૬૫૦

# વીર વાડીલાલને વિદાય-વન્દન.

૧

વ્હાલેભર્યાં વ્હાલાંતણું
વિદાય-વન્દન વીર હો!
વિષમ વ્યથાઓ વિરહની
ધૈર્ય ધરવું ધીર હો!
વીસરેલ વ્હાલ-વ્યતિકરો
વધુ ને વધુ સ્ફુર્યાં કરે:
વ્હાલપભરેલાં વિશ્વ શું
સંસારથી જુદાં હશે?

૨

આત્મા હતો એ વીરનો -
કૈં કાપુરુષ કલ્પી શકે?
જ્વાલામુખીની ઝાળ એ
કૈં જડ જગત ઝીલી શકે?
"જળતાં જીગર જગ જીતતાં:"
જાણી જજો જગના જનો!
"જીત્યું જીગર, જીત્યું જગત:"
જીત્યો તું વાડીલાલ હો!

ઓાન્ટ રોડ, મુંબાઇ
૯-૧૨-૧૯૩૧

# "सह नौ भुनक्तु ।"

( હરિગીત )

ગુજરાતની ગરવી ભૂમિ :
કૈં દેવદૂતો અવતરે !
ગુણિયલ ગિરા ગુજરાતીમાં
કૈં દેવવાણી ઉચ્ચરે !
સંવાદમય સંગીતની
સ્વર્ગીય સૂરાવટ સ્ફુરે !
"મીજલસ" મીઠી રસમાધુરી
સંસ્કાર-રસિકો ભોગવે !

મુંબાઇ, ૨૪-૨-૧૯૩૨ "મિજલસ"ને મુખપૃષ્ઠે

# છે રંગ રંગ જ, રેડીયો !*

( ભૈરવીની ગઝલ )

છે રંગ હા–હા રંગ છે–છે રંગ રંગ જ, રેડીયો !
કાવ્ય **ચન્દ્ર**–ગીત **વસન્ત**: અભિનન્દનો છે, રેડીયો ! છે૦

ઝાળમાં જળંત જગે દેવનો દૂત તેડીયો;
આવ્યો આગ ઠારવા તું રોકડો જ, રેડીયો ! છે૦

આવ્યો આવ્યો બ્રહ્મનાદ : જગબહેરાટ ફેડીયો;
સંગીતના સુધાપ્રસાદ વ્હેંચતો તું, રેડીયો. છે૦

અનન્ત રસપ્રદેશને ત્હેં ખંતથકી ખેડીયો;
અહીં અહીં નવનીત શી, રેલો રસની રેડીયો. છે૦

અજ્ઞાન-શોક–અન્ધકાર ત્હેં, વિજ્ઞાન! ફેડીયો
આનન્દજ્ઞાનનો પ્રસાર: યંત્ર ઓર રેડીયો ! છે૦

**ના**ગરવાડા, **ન**ડિઆદ
૧૫-૭-૧૯૩૩

* મશહૂર ગવૈયા **માસ્ટર** **વસન્ત**ને નામદાર ગવર્નર **સર** **ફ્રે**ડરિક **સાઇ**કસને હસ્તે **રે**ડીયો–કંપની તરફથી સુવર્ણ ચન્દ્રક અપાવવાનો છે તે પ્રસંગ નિમિત્તે રચેલું, **માસ્ટર** **વસન્ત**ની સૂચનાથી, તે પ્રસંગે ત્હેમને ગાવા માટે.

## નર્મદ – શતાબ્દી *

( મરાઠી સાખી )

૧

આજ શતાબ્દી કવિ નર્મદની મહા ગુજરાત ઉજવે છે,
વીરવન્દનના – ગુણકીર્તનના લ્હાવ અનેરા લે છે,
"જય નર્મદનો" ગાજે! નર્મદ સર્વ દિલે વિરાજે!

૨

ગુજરાતી ભાષાને નર્મદ, ત્હેં ઓજસ્વી કીધી,
ગદ્યતણું પિતૃપદ પામી નર્મદશૈલી દીધી;
નર્મદ, ધન્ય જીવ્યું ત્હારૂં! નમતું નિત્ય શિર અમ્હારૂં!

૩

ઘૂમ્યો ઘૂમ્યો તું સાહિત્યે – સર્વ દિશા ખેડી,
સારી ગુજરાતી આલમને વાચન કાજે તેડી;
નર્મદ, શી ત્હારી સેવા! બદલા કેમ કરી દેવા?

૪

સમાજસુધારો, ધર્મવિચારો – નર્મદ, ત્હેં શું ન કીધું?
સ્વદેશસેવા ત્હારી અનેરી – જીવન આખું દીધું!
યશ પ્રભુએ નર્મદ, આપ્યો! "યુગમૂર્તિ" કરી સ્થાપ્યો!

૫

સુરતીલાલા સહેલાણી તું સર્વ વાતમાં પૂરો,
જે માન્યું તે કરી દાખવ્યું – નાગર નર તું શૂરો;
નર્મદ, શી ત્હારી બલીહારી! લે લે અંજલિ આજ અમ્હારી!

નાગરવાડા, નડિઆદ — વસન્ત, ભાદ્રપદ, સં ૧૯૮૯
૨-૮-૧૯૩૩ — પૃ. ૫૬ (પત્રિકા)

* તા. ૨૪ : ૮ : '૩૩ ને દિવસે " નર્મદ–શતાબ્દી " હોવાથી તે નિમિત્ત.

# શું ચર્ચું ?

(ક્યા માગું રે ક્યા માગું, એસી છોટીસી જીંદગીમેં ક્યા માગું—એ લય.)

શું ચર્ચું ? રે શું ચર્ચું ? તમે કહો તંત્રીજી, શું ચર્ચું ?
હું અર્ચું રે હું અર્ચું—તમે કહો તે દેવને હું અર્ચું.

"સાહિત્યચર્ચા" દર સપ્તાહે કેમ કરી લખાય ?
દમખાંસીની ચાલુ વેદના—શી રીતે વંચાય ?
હું શું ચર્ચું ? શું ચર્ચું ? શું૦

સટરપટર જો લખ્યાં કરૂં તો "સાક્ષર" કૈં કહેવાઉં ?
આવાં જોડકણાં જોડયાં કર્યે કૈં "નોબેલ પ્રાઇઝ" કમાઉં ?
હું શું ચર્ચું ? શું ચર્ચું : શું૦

"કૈંક મોકલો," "કૈંક મોકલો" : લખ્યાં કરો સૌ કાળ :
પદ્ય પાઠવું પ્રભુનું પ્રેર્યું—છાપો ઝાકઝમાળ.
હું શું ચર્ચું ? શું ચર્ચું ? શું૦

[સરખાવો આવો જ બીજો એક ઉદ્ગાર :
"કાઢ્યું નથી કારખાનું કવિતા બનાવવા."
નનામું : ગુજરાતી દીવાળી અંક.
સં. ૧૯૮૮, સન ૧૯૩૨, ૬૬.—**કા.**]

**નાગરવાડા, નડિઆદ**
૪-૯-૧૯૩૩, રાત્રિના બાર

# વન્દન પૂજ્ય ગોવર્ધનરામ!*

( આસાવરી )

વન્દન, પૂજ્ય ગોવર્ધનરામ!
વારંવાર પ્રણામ.

વન્દન૦

ગુજરાતી ભાષાને આપે આપ્યો અજબ ઉઠાવ;
"સું સાં પૈસા ચાર" ભૂલાવી, ગજબ વધાર્યો ભાવ.

વન્દન૦

સાહિત્યદેશે ડંકો વગાડ્યો – વર્તાવી નિજ આણ;
યુગપ્રશ્નોની રસભરી ચર્ચા 'સરસ્વતીચન્દ્ર' પુરાણ.

વન્દન૦

'સ્નેહમુદ્રા'ની કવિતાસૃષ્ટિ અટપટી શાને કીધી?
'સાક્ષરજીવન'ને આલેખી, સાક્ષરદષ્ટિ દીધી.

વન્દન૦

'લીલાવતીની જીવનલીલા' ચરિત્રકલા શોભાવે;
'દયારામનો અક્ષરદેહ' તો વિવરણ–દિશ બતાવે.

વન્દન૦

ગુજરાતીને ગૌરવ આપ્યું – ઓર જ પદવી સ્થાપી;
સાધુજન! શી અંજલિ દેવી? સેવા જાય ન માપી.

નાગરવાડા, નડિઆદ
૧૧-૯-૧૯૩૩ ( પત્રિકા )

* સંવત્ ૧૯૮૯ ની વિજયાદશમી, તા. ૨૮ મી સપ્ટેમ્બર, ૧૯૩૩, ગુરુવારને દિને "ગોવર્ધન જયન્તી" હોવાથી તે નિમિત્ત. જેમ પંચ મહાભૂતનો માનવદેહ બનેલો છે તેમ પંચ મહાકૃતિઓનો ગોવર્ધનરામનો 'અક્ષરદેહ' બનેલો છે.

## ભાંડુ, આજે ગોવર્ધન-પર્વ *

( ધનાશ્રી )

આજે ગોવર્ધન-પર્વ,
ભાંડુ૦
આજે ગોવર્ધન-પર્વ,
ગાજે ગુજરાતે સર્વ,
ભાંડુ૦
ગુજરાતી ભાષા-સાહિત્યે
મૂક્યા અનેરા મર્મ;
ભાંડુ૦
ગુર્જર ભાંડુ સ્નેહે સંભારી,
અજવે ગોવર્ધન-ધર્મ.
ભાંડુ૦
પુણ્ય તિથિની આજ પચીસી—
ગાઓ ગીત સગર્વ;
ભાંડુ૦
આવો, આવો, આવો ઉમંગે—
આવો આજે સર્વ.
ભાંડુ૦

નાગરવાડા, નડિઆદ
૧૯-૯-૧૯૩૩

( પત્રિકા )

* ગોવર્ધનરામભાઇનાં પત્નીશ્રીએ સ્થાપેલા "શ્રી લલિતા-વનિતાશ્રમ"ની બાલાઓને પુણ્યતિતિ-પચીસીએ ગાવા માટે ખાસ રચાયલું ગોવર્ધન-ગીત.

## શાબાશ દલપત–દીકરા! અમ્મર કરી, અમ્મર થજે!*

(હરિગીત)

૧

ચારણ નથી—નથી ભાટ હું : ગુણદર્શને બન્ને ભલે,
ગુણદર્શિતા પ્રભુની કૃપા!—ગુણદર્શી આ વન્દન કરે;
જોવા ઈતરના ગુણગણ ગુણપ્રેમ અગણિત જોઈએ,
જો પુણ્ય પાકાં પૂર્વનાં ગુણદર્શિતાથી સોહીએ.

૨

ડાહ્યા હતા એ દીકરા **દલપત** ડાહ્યાભાઈના,
ગુજરાતના દિલના પતિ એ "દિલપતિરામ" જ હતા;
ગુર્જર–ગિરા–ગૌરવ–ગીતો ગૌરવભર્યાં ગાયાં કર્યાં.
ગુણગાનથી ગુણદર્શીએ ગુજરાતનાં દિલ તો હર્યાં.

૩

શાબાશ દલપત–દીકરો! ગુણદર્શી તુંય પૂરેપૂરો,
ગુણગાન **ગોવર્ધન** તણાં ગાઈ તું ગુણગાયક ઠર્યો;
સાહિત્ય સોહે જગતનું–જ્યોતિ જ્વલંત જ ઝળહળે,
ગુજરાતી ગોવર્ધન–કથા જગજ્યોતિમાં તુંથી ભળે.

૪

અજ્ઞાન જન છોને લવે – નિન્દા – કીચડકીડા નર્યાં,
ગુણશૂન્ય એ ગુણીજનતણા ઈર્ષ્યાગ્નિના ઝેરે ભર્યા!
ગુજરાતના ગુણદર્શને જગ–જ્યોત તું જગવ્યાં જજે,
શાબાશ દલપત–દીકરા! અમ્મર કરી, અમ્મર થજે!

ચાટકર્સ બંગલો,
ચૂજરોડ, મુંબાઈ, ૨૨-૧-૧૯૩૪

* "જગત – કાદમ્બરીઓમાં **સરસ્વતીચન્દ્રનું** સ્થાન" એ કવિશ્રી **ન્હાનાલાલ** દલપતરામ કવિના ગુણદર્શન–પ્રકાશન પ્રસંગે અભિનન્દન.

## આરામ હો સર્વ સ્થલે દીપોત્સવીને અવસરે !

( હરિગીત )

૧

જ્યાં જોઉં ત્યાં સળગ્યાં કરે
ચિન્તાચિતાઓ કારમી,
મૂંઝાયલું મસ્તિષ્ક આ
હા ! જાય છે મ્હારૂં ભમી;
*એ જ્ઞાનફલના સ્વાદનો
છે દંડ દૈવી આકરો :
" પરિશ્રમતણા પ્રસ્વેદથી
ભોજન તમ્હારૂં પામશો. "

૨

ભોજનભૂખ્યાં સહુ બાપડાં
મજુરી કરી કરીને મરે,
છે કામ ક્યાં? છે દામ ક્યાં?
આરામ ક્યાં?–સહુ તરફડે;
જોયું જતું ના એ જરી–
પ્રભુ–પ્રાર્થના ઉર આ કરે :
"આરામ હો સર્વ સ્થલે
દીપોત્સવીને અવસરે ! "

---

* બાઇબલની પ્રસિદ્ધ આખ્યાયિકા. ઇશ્વરી મનાઇનો ભંગ કરી ઍડમ અને ઇવે જ્ઞાનફલ ચાખ્યું ત્હેની સજા તરીકે દૈવી દંડ કરવામાં આવ્યો કે "Thou shalt eat thy bread by the sweat of thy brow"–"લલાટે પસીનો ઉતરશે ત્યારે તું ભાખરી પામશે." તેથી હો કે વ્યક્તિવાદના વિષને પરિણામે હો, વર્તમાન સમાજમાં શ્રમસેવીઓની હાડમારીઓનો પાર નથી. એ વ્યાપક વર્તમાન વિષમતામાંથી સમાજવાદની સુધાથી અથવા અન્યથા, પ્રભુ માવનજાતિને મુક્ત કરીને, જરૂરીયાત મુજબ કામ-દામ આપી આરામ અનુભવાવે એ હાર્દિક પ્રાર્થના યુગોચિત અને પ્રસંગોચિત. "આ રામ હો સર્વસ્થલે"નો શ્લેશ પણ સૂચક છે.

નાગરવાડા, નડિઆદ
૨૦-૮-૧૯૩૪ (૧૯૩૫ ?)

આરામ સાપ્તાહિકનો
દીપોત્સવી અંક

## વ્હાલભર્યાં વન્દન*

( આશાવરી )

સ્વીકારો વ્હાલભર્યાં વન્દન !
સ્નિગ્ધ – હૃદય – સ્પન્દન !
સ્વીકારો૦

સ્વજન–સંઘનાં સ્નેહ–સંમેલન પરમ પ્રભુ–પ્રસાદ !
અજબ અનેરા અમૃતમીઠા દૈવી–દયા – આસ્વાદ !
સ્વીકારો૦

આપ–આમંત્ર્યાં આવી ઉભાં – થાશું વળી વિદાય;
પણ રહી જાશે મનમાં મધુરી કૃતિ–સ્મૃતિ કૈંક સદાય.
સ્વીકારો૦

પ્રભુ–પ્રાર્થના સંગીતસુન્દર, સંવાદી, એકતાન :
"સ્નેહ-સુધા-સંજીવન સાધો સ્વજન-સંઘ-સહગાન !"
સ્વીકારો૦

ખટાઉ બંગલોઝ, સ્લેટર રોડ
ગ્રાન્ટરોડ, મુંબાઇ. ૨૧-૮-૧૯૩૪

---

* "વનપ્રવેશ – વન્દન – ગીત." તા. ૨૫-૮-૩૪ ને શનિવારે સ્હાંજે મુંબાઇમાં ચોપાટી ઉપર આવેલા ફ્રેન્ચબ્રિજ પાસેના બ્લૅવૅટ્સ્કી લૉજમાં ઉજવાયલા "શ્રી ચન્દ્રશંકર – વનપ્રવેશ ઉત્સવ" પ્રસંગનું આભારસ્વીકાર – ગીત.

## સુસ્વાગતમ્

( મું. પ્રા. વ. સ્વ. સં. ના પ્રથમાધિવેશન પ્રસંગે )

### धर्मो रक्षति रक्षितः ।

શ્લોકાર્ધમાં કહું છું જે કહેવાયું ગ્રંથકોટિમાં,
અર્વાચીન યુગે ધર્મ સમાયો રાષ્ટ્રભક્તિમાં.

### સ્વીકારો નટપુરનાં વન્દન

( આશાવરી )

સ્વીકારો નટપુરનાં વન્દન.
રાષ્ટ્રધર્મસ્પન્દન. સ્વીકારો૦

સારસ્વત સત્રો સોહાવે નટપુરનાં નરરત્ન;
"સાક્ષરભૂમિ"ની શોભા છે જ્ઞાન-દાન-પ્રયત્ન. સ્વીકારો૦

રાજ્ય-કાર્ય-ધુરંધર કૈં કૈં અજવાળે ઇતિહાસ;
માતૃમોક્ષના ધર્મયજ્ઞમાં સ્થાન અમારું ખાસ. સ્વીકારો૦

ઉર ઉછળે છે આજે ઓર જ-ભૂલાયે નિજ ભાન;
આપ પધાર્યે અંગત ઉજ્જ્વલ, રાષ્ટ્ર-ધર્મ નિધાન. સ્વીકારો૦

રાષ્ટ્ર-ધર્મ-ગંગાના મંગલ મોક્ષદાયી પ્રવાહ!
ભગીરથયત્ને આણ્યા અંગન, દિશ દિશ ગાજે "વાહ". સ્વીકારો૦

નડિઆદ ૩-૧૦-૧૯૩૪ જ્યોતિ, ૧૧ ઑક્ટોબર, ૧૯૩૪

# જો દિલ મ્હારૂં સાફ છે—જખ મારતા તો નિન્દકો

( હરિગીત )

૧

" સાવધ રહો, સાવધ રહો ":
    ચેતાવતા હિતચિન્તકો :
" નિર્મલ દિલો નિર્ભય નથી—
    નિષ્ઠુર જગમાં નિન્દકો;
મિત્રતાનો વેશ ધારે,
    એ ગુપ્તશત્રુ વંચકો,
નિન્દા પરોક્ષ કર્યાં કરે—
    પ્રત્યક્ષ એ જ પ્રશંસકો."

૨

નિશ્ચિન્ત હો, નિશ્ચિન્ત હો,
    આભારી છું, હિતચિન્તકો !
નિર્મલ દિલો નિર્ભય સદા—
    છો વેશ ધરતા વંચકો ;
જો વિશ્વમાં વિશ્વાસ છે,
    નિશ્ચિન્ત છું, હિતચિન્તકો !
જો દિલ મ્હારૂં સાફ છે.—
    જખ મારતા તો નિન્દકો."

નાગરવાડા, નડિઆદ
૨૦-૮-૧૯૩૫

નવી રોશની, દીપોત્સવી અંક
સં. ૧૯૯૨, સન ૧૯૩૫, પૃ. ૧૪

# સદ્‌ગત સાક્ષર શ્રી છગનલાલ પંડ્યાજીને*

( સુધા – સાખી )

૧

સાક્ષરતા ને સજ્જનતાનો સંગમ શા પંડયાજી !
સારસ્વત યજ્ઞોમાં નિત્યે નીતિનિષ્ઠ મંડયાજી !
ધન્ય જ જીવન સંસ્કારી !
સ્વીકારો અંજલિ આ મ્હારી !

૨

સત્ત્વશાલિની સાહિત્યસેવા નટપુરની શોભા છે !
"કાદમ્બરી"ના અનુવાદમાં બાણતણી પ્રતિભા છે !
શ્રેષ્ઠતા સર્વે સ્વીકારે !
કીર્તિદેવી મુકટ ધારે !

૩

ધન્ય ધન્ય એ "સાક્ષર–અષ્ટક"–નટપુરકીર્તિ જમાવી !
જગજ્જ્યોતિ શ્રી સરસ્વતીને પૂર્ણ પ્રીતે પધરાવી !
મોંઘા એક હતા અવશેષ !
જાતાં થાય અસહ્ય જ ક્લેશ !

૪

રાજ્યકાર્યના પ્રપંચ–પંકે પંકજ શા વિરાજ્યા !
ધર્મનીતિની શુદ્ધિ–દેવીએ શી પ્રીતથી નવાજ્યા !
માપે કોણ જ જે માણ્યું !
આપે જીવન જીવી જાણ્યું !

નાગરવાડા, નડિઆદ
૨૫-૫-૧૯૩૬

* સાક્ષર શ્રી છગનલાલ હરિલાલ પંડ્યાનું અવસાન નડિઆદમાં નાગરવાડામાં એમને પોતાને ત્યાં શનિવાર તા. ૨૩મી મે ૧૯૩૬ની રાત્રે રહાડા આઠને શુમારે છહ્નોતેર વર્ષની પાકટ વયે થયું હતું.

નડિઆદને "**સાહિત્યધામ**" કે "**રત્નભૂમિ**"ની કીર્તિ અપાવનાર "**સાક્ષરાષ્ટક**" : —

(૧) ઝવેરીલાલ યાજ્ઞિક, (૨) મનઃસુખરામ ત્રિપાઠી, (૩) ગોવર્ધનરામ ત્રિપાઠી, (૪) બાળાશંકર કંથારીયા, (૫) દોલતરામ પંડયા, (૬) મણિલાલ દ્વિવેદી, (૭) છગનલાલ પંડ્યા (૮) તનસુખરામ ત્રિપાઠી.

નડિઆદી સાહિત્ય એટલે ધર્મનીતિમય કલા – ઇષ્ટતા, શિષ્ટતા, મિષ્ટતા.

# મક્કમ મનો ચળતાં નથી*

( હરિગીત )

૧

"હૂં હૂં હૂં હૂં" હૂંકાર એ છે શ્વાસના રોગીતણો –
હું'પદતણા હુંકારમાં જો જો રખે એને ગણો;
અજ્ઞાન ભ્રમ ઉભો કરે – મારી તણો હકદાર છે;
જાણ્યાં છતાં જે વિકૃતિ – ત્હેને નથી અધિકાર એ.

૨

નિન્દક ભલે નિન્દા કરે – નિન્દકતણી એ છે રીતિ,
ગુણદર્શીઓ નિર્ભય રહે – ગુણદર્શનો ઉંચી નીતિ;
નિર્મલ નિખાલસ દિલનાં નિવેદનો સીધાં સદા,
ના વેશધારી વંચના કે દંભ એમાં તો કદા.

૩

વસ્તુસ્થિતિ રજુ જે કરે ના સર્વ તે "અભિમાની" છે,[૧]
જે જે થયું નિજ હસ્તથી કાં સત્યવાદી ના કહે !
ના નમ્રતાનાં નાટકો સાચા નરો ભજવે કદી,
જે હોય તે સીધું કહે, મક્કમ મનો ચળતાં નથી.

* અનુમાન સત્ય હોય તો "સ્વજન" ને હસ્તે કરાએલા અને સ્વજન સમા સ્નેહીના તંત્રીપદે પ્રકટ થતા પત્રમાં થયેલા "ઉપહાસ"ના આક્રમણથી આઘાત પામેલા હૃદયનો ઉદ્દ્ગાર છે. મજાક તો મજા કરાવે.

+ "હું ઉચ્ચતમ અને બીજા બધા અધમાધમ" એ તે "ગર્વ" કે "અહંકાર" કે "અભિમાન" કે "મદ" – જેવા કે રાવણનાં કે લૉર્ડ કર્ઝનનાં કે મુસોલિનીનાં કે હિટલરનાં. હકીકત હોય અને પોતા વિષે વાત કરવી એ કાંઇ તેમાં ગણાય? શ્રીકૃષ્ણ ગીતાજીમાં કે ઇસુ ખ્રિસ્ત બાઇબલમાં, કે ગાંધીજી "નવજીવન"માં, પોતા વિષે બોલે છે તે ઉદ્દ્ગારો "ગર્વોક્તિઓ" કહેવાય? ગાંધીજી વિષે જ વૃત્તાન્તો આવે છે તે "અહંકારી" છે? મહાદેવભાઇ લખે છે એ વસ્તુસ્થિતિમાં તાત્ત્વિક ભેદ કરતો નથી. જ્ઞાનપ્રચારાર્થે કૃતકાર્યની માહીતી આપવી એ તે "સેવા" છે કે "અહંતા"? છન્દ "હરિગીત" છે, "અહંછંદ" નહિ. स्तोत्राणि सर्वा गिरः।

નાગરવાડા, નડિઆદ
૨૦-૭-૧૯૩૬

# એ સ્નાન કરતી સુન્દરી !

( હરિગીત )

૧

શું દિવ્ય દૃશ્ય જ દીસતું –
    એ સ્નાન કરતી સુન્દરી !
ગૌરાંગ – ઉજ્જ્વલ દેહવલ્લી –
    સૌમ્ય સુન્દરતા નરી !
સૌન્દર્ય પૂજનપાત્ર એ –
    સૌન્દર્યપૂજક ઉર વળી !
પરિપાક પાવક પુણ્યનો
    પ્રભુએ દીધી હૃદયેશ્વરી !

૨

મુખચન્દ્રદર્શન આણતું
    શી ભાવભરતી ઉરમાં !
ના સહી શકું–ના કહી શકું :
    સૌન્દર્યદર્શન કારમાં !
નિરખ્યાં કરૂં–નિરખ્યાં કરૂં
    નિર્મલ નજરના નેહથી
નયનેશ્વરી – હૃદયેશ્વરી :
    એ સ્નાન કરતી સુન્દરી.

ન્હાની છીપવાડ, સુરત
૨૮-૬-૧૯૩૬

## "જય જય હો ગુજરાતીતણી!"

૧

મોકલ મોકલ પ્રભુ, કો વ્યક્તિ ગુજરાતી જગ-વાણી કરે,
મોકલ મોકલ કો એ જ્યોતિ જગત-તિમિર જે વર્ત હરે:
સારસ્વત સન્દેશ એ મોકલ સૈકાકેરી સુસ્તી હરે,
સ્થાન સ્થાનમાં સ્ફૂર્તિ સ્ફૂર્તિ પ્રેરી પ્રેરી સજીવ કરે.

૨

સરસ્વતીની સેવા કરવા મળ્યાં અમો સૌ ગુજરાતી,
માતૃભાષા એવી કરશું જગમાં ફરતી મદમાતી;
નવીન મૂલ્યાંકન જગ કરશે, "સું સાં પેસા ચાર" ભૂલી,
ગુજરાતી ભાષા જગ આખું બોલશે હોંસે ફૂલી ફૂલી.

૩

"ધરીશ ના પાઘડી હું કો દી" : એવી પ્રતિજ્ઞા ભીષ્મ કરી,
ધન્ય ધન્ય પ્રેમાનન્દ કીધી માતૃભાષા અગ્રચરી;
સંસ્કૃતકેરી પુત્રી પનોતી માતૃકૂખ એ શોભાવે,
ગોવર્ધન ને ન્હાનાલાલે ઉડાડી એને આકાશે.

૪

નરસિંહ-મીરાં-ભાલણ, સામળ-અખો, દયો: પ્રાચીન કાલે,
દલપત-નર્મદ-નવલરામ ને મણિ-નરસિહ: નવયુગ મ્હાલે;
ખબરદાર ને લલિત આદિ નિજ નિજ અંજલિ કૈં કૈં દે,
ખાદી જેવી સાદી ખપની ગાંધીજી "ગુજરાતી" કરે.

૫

ગુજરાતી ભાષા જગ શીખશે-રીઝશે સર્વે ભણી ભણી,
વિસ્મય પામી જોયાં કરશે સમૃદ્ધિ સાહિત્યતણી;
મોકલ મોકલ અક્ષરસેના વિશુદ્ધસેવાભાવભરી,
ઉચ્ચારે જગ સેવા ઝીલી: "જય જય હો ગુજરાતી તણી!"

નાગરવાડા, નડિઆદ
૩૦-૭-૧૯૩૬

# "વિશ્વવત્સલ ખ્રીસ્તને તો સૌ પ્રભુ–સન્તાન છે!"

( હરિગીત )

છે આ પવિત્ર સુચિત્ર તો! 'જગબાલુડાંનાં મિત્રનું!'
છે આ પવિત્ર સુચિત્ર તો પ્રભુપુત્ર ઇસુ ખ્રીસ્તનું!
જ્યાં જ્યાં જગતનાં બાલુડાં ફુલો થકી ફૂંળાં વધુ!
ત્યાં ત્યાં બધું યે ફૂલ છે – એ મિષ્ટમાં મિષ્ટ જ મધુ. ૧
એ ચિત્રકેરી ભૂમિકા! સાક્ષાત શી શાંતિભરી!
સાદાઈ ને સચ્ચાઈમાં શી સૃષ્ટિ–સુંદરતા ભરી!
શું વ્યોમ વાદળી વર્ણનું! લીલાશ ધરતીએ ધરી!
ગિરિપીઠમાં માર્દવમયી શી ખ્રીસ્તી – મૂર્તિ – સુંદરી! ૨
શી શાન્ત, સૌમ્ય, દયામયી, મમતા મીઠી મુખ-આકૃતિ!
શી સૃષ્ટિસંજીવનસુધા એ સર્વસ્નેહી પ્રકૃતિ!
છો રક્ત હો! છો પિત્ત હો! છો શ્વેત હો! છો શ્યામ હો!
વિશ્વવત્સલે ખ્રીસ્તને તો સૌ પ્રભુસંતાન છે! ૩

૨૪ મિશન હૉસ્પિટલ, નડિઆદ
મહાશિવરાત્રિ, ૧૧-૩-૧૯૩૭

"The Hope of the World" ('વિશ્વની આશા') એ શબ્દસમુદાયથી પોતાનો ભાવ કહેતી ઇસુ ખ્રીસ્તની એક છબીને આધારે. હિન્દી બાળા ડાબે ખોળે, યુરોપીય પાછળ ઉભેલી; ચીની બાળા જમણા ખોળા પાસે ખડી ને પાછળ 'રેડ ઇન્ડિયન': સ્હામે પગ પાસે પૃથ્વી ઉપર હુબસી બાલિકા! "Suffer little children to come unto me" એ ઉદ્ગાર.

## બોલજે બોલે બુલંદ : મા ખરી કે માતામહી ?

૧

માતાતણી યે માત એ –
સર્વંમૈયા પ્રકૃતિ :
ત્હેના કર્યા નિયમો ખરા –
જે પાળતા "કૃતીના કૃતી."
સાચા સ્વતંત્ર જ સંયમી :
સાચી સમજ જે પ્રકૃતિ :
કાયદો એ ફાયદો :
પ્રકૃતિ તે પ્રકૃતિ !

૨

"નિર્દોષ તું જન્મેલ છો –
નિર્દોષ તું રહેજે સદા :"
માતામહી – આદેશ છે
"જે હોઉં હું" તેવો થવા,
"સંસાર–શાણો ના થયો" :
માતાતણી ચિન્તા રહી !
બોલજે બોલે બુલંદ ;
"મા ખરી કે માતામહી ?"

નાગરવાડા, નડિઆદ
૨૩-૪-૧૯૩૭

નવપ્રકાશ, શ્રીકૃષ્ણાંક

# "શારદા" વન્દન વારંવાર!

(આશાવરી)

"શારદા" વન્દન વારંવાર !
લોકહૃદય સાકાર ! **શારદા૦**

લોકગીત ને લોકકથાઓ—લોકજીવનચીતાર :
લોકલાડિલા લોકસમયનો લોકવાણીલલકાર. **શારદા૦**

લોકજીવનના લેખપ્રદીપો સાહિત્યે પ્રકટાવ,
"લોકપ્રભુ"ના પ્રીતિપૂજનથી "દીપોત્સવ" દીપાવ. **શારદા૦**

**નાગરવાડા, નડિઆદ**
૨૪-૭-૧૯૩૭
"મંદવાડને માંચડેથી."

## “નિષ્કામ કામ આરામ છે.”

( હરિગીત )

૧

“આરામ લ્યો,” “આરામ લ્યો”: સૌ ડૉકટરો ઉપદેશ દે;
“કૈં મોકલો,” “કૈં મોકલો”: તંત્રી યાદ દીધાં કરે;
“આરામ કાજે કામ”: છે ખુલ્લો વિરોધાભાસ એ:
તંત્રી માને: “ખાસ અંક!—બધું પછી ખલાસ છે.”

૨

“જન્માષ્ટમીનો ખાસ અંક” શ્રીકૃષ્ણસ્મરણ જગાવતો,
શ્રીકૃષ્ણલીલાની કથા એ ધર્મરૂપ બનાવતો,
શ્રીકૃષ્ણ જીવનસારનું ભગવદ્ગીતા એ ધામ છે.”
ભગવદ્ગીતાની ભવ્યતા: “નિષ્કામ કામ આરામ છે.”

નાગરવાડા, નડિઆદ — આરામ, જન્માષ્ટમી અંક
૧-૮-૧૯૩૭

* મંદવાડને માંચડેથી તંત્રીમાગી “માત્ર મોજ.” સ્વકાર્યાન્ધ તંત્રીઓને “ખાસ અંક”ની ધૂનમાં ખ્યાલ શાનો રહે કે લેખકોના “કાવ્યકૂપ” એ કાંઈ “અખૂટ પાતાળકૂવા” છે? “પ્રસાદી” પ્રભુપ્રેરણા માગે છે, ને પ્રભુપ્રેરણા જો મોંઘી તો “લેખકપ્રસાદી” પણ સોંઘી ક્યાંથી હોઇ શકે? ને કઠોર વિવેચક તો “સૂક્ષ્મદર્શક યંત્ર” લઇને બેઠો જ છે! હશે “कर्मण्येवाधिकारस्ते।” એ ગીતાવચન આશ્વાસન. “વર મરો, વા કન્યા મરો, પણ ગોરનું તરભાણું ભરો” એ ગોરની નકલ તંત્રીઓ “ખાસ અંક” માટે કાં કરે?

# હકભેર લેશે 'હોમરૂલ' હિન્દ તો હવે

( ગઝલ )

( હું દિવાનો દેશનો – એ ધૂન )

ગંભીર છે – ગંભીર છે, હા! હાલત હિન્દની!
'હોમરૂલ' માગ્યું હિમ્મતે – કમબખ્તી હિન્દની!

અલમસ્ત અમલદાર કો રંગે ચ્હડયા,
લાગ્યા ફાંફાં મારવા ચૈતન્ય દાબવા.
સ્વાતંત્ર્યનો પુકાર ભલે સલ્તનત કરે,
માત્ર હિન્દ એકલાને મૌન તો ઘટે!

આંખ ખુલી હિન્દની – ના હિન્દ બાલ છે,
પુખ્ત બન્યું હિન્દ છે – એ ના હવે ડરે.
સામ્રાજ્યનું સ્વરાજ્યવાદી અંગ હિન્દ છે,
હકભેર લેશે 'હોમરૂલ' હિન્દ તો હવે.

[ જુઓ પૃ. ૯૮ . તે પૃષ્ઠ છપાઇ રહ્યા પછી ચાર પાનાની એક "હોમરૂલ લીગ પત્રિકા" મ્હને મળી ગઇ. તેમાં આ પૂરેપૂરૂં ઉપર મુજબ છાપેલું છે. "હોમરૂલ"ની મિસિસ બીસેન્ટની ચળવળના કાળનું ૧૯૧૭–૧૮નું આ કાવ્ય છે.—**કા.** ]

# સૂચી

**અ**કાળે ચૂંટાયેલી કળી, ૭.
અજબ શા નવજીવનના સ્પન્દ, ૧૨૯.
અદેખાઇ, ૮.
અધીરતા, ૧૨૬.
અનુનયન, ૨.
અનુભવ અને જ્ઞાન, ૧૪૬.
અબોલ, ૧૦૧.
અમ્હારા દેશવીર, પ્રણામ ! ૧૬૭.
અમ્હારો, અસહકાર ઉલ્લાસ, ૧૬૩.
અમ્હેં ઉપાસકો આર્યબન્ધુત્વના, ૮૪.
અમ્હેં તો ભારતનવજુવાન, ૧૮૩.
અમ્હેં તો ભારતનાં સન્તાન, ૭૨.
અમ્હેં તો સ્નેહતણા યોગી, ૩૩.
અમ્હેં મુક્તિમાર્ગગામી, ૧૬૨.
અલિ ! વ્હાલમ મ્હારા, ૧૩૬.
અવકાશ છે, અવકાશ છે, શુભને સદા અવકાશ છે, ૪૮.
અહા ! આ કેવું રમ્ય પ્રભાત ! ૭૮.
અહા ! શો લીલો, કૂંળો ઉજાસ ! ૮૭.

**આ**ગગાડીને, ૮૮.
આગળ વધો, આગળ વધો, પાછળ પડો ના આર્યજો, ૩૬.
આજે સરવર શું ઉભરાય ! ૧૮૦.
આઠ અનુષ્ટુપ્, ૪૭.
આન્તર એકતા, ૪૭.
આરામ હો સર્વ સ્થલે દીપોત્સવીને અવસરે, ૨૨૫.
આશીર્વચન ( મહારાજા કૃષ્ણકુમારસિંહજીને ), ૧૯૧.
આશ્વાસન, ૨૦.

ઉપહાર, ૧૦.

એક પ્રસંગ, ૬૩.
એ ગૂંચ દિલની, ૧૪૦.
એ સ્નાન કરતી સુન્દરી, ૨૩૩.

કવિ કાન્ત : એક સ્મરણાંજલિ, ૧૭૭, ૧૭૮.
કહેશો નહિ ક્રૂર સત્ય એ, ૧૩૧.
કાન્ત, ૧૭૭, ૧૭૮.
કાળજડાં હો ! કહોને ફૂળાં કાં થયાં ? ૧૧૯.
કાળી કલ્પનાને, ૧૫૪.
કુદરતને ખોળે, ૩૦.
કૂંળા કૂંળા ભાવ, ૧૨૫.
કેમ કુંવારી ? ૧૯૦.
કોકિલે ! રેલવ મીઠાં ગીત, ૧૫૧.
કોણ જાણે હા ! કેમ રોઉં રોઉં થાય છે, ૬૦.
કૈં જીવન મીઠાં, ૧૩૭.
ક્યાં હા ! કૂંળો કરસ્પર્શ એ જે સ્નેહશાન્તિ સુધા સ્રવે, ૧૧૨.

ખબરદાર, ૨૧૪.
ખુલાસા કાં પછી કરવા ? ૧૦૬.
ખોલો ખોલો વ્હાલાં ! દ્વારા ઉરનાં, ૬૮.
ખ્રીસ્ત, ૨૩૫.

ગયા ગાંધીજી જે પન્થે તે પન્થે હિન્દ તું જાજે, ૧૮૮.
ગુજરાત, ૭૬, ૧૦૯, ૨૧૦.
ગુજરાત ! તેડે હિન્દ રાષ્ટ્રયજ્ઞઉત્સવે, ૭૬.
ગુજરાતી, ૨૩૪.
ગોવર્ધનરામ, ૯, ૨૨૨, ૨૨૩.

ગાંધી, કહો શું કરે ? ૧૬૬.
ગાંધીજી, ૧૩૩, ૧૬૬, ૧૮૪, ૧૮૮, ૨૧૧.
ગાંધીજીને ચરણે, ૧૩૩.

ઘેલી ! એ તે ત્હને શું સૂઝયું ? ૧૬૦.

ચમકી અને ચાલી ગઇ, ૧૬૪.
ચાલી જતાં હા ! પ્રિય પંડ્યાજી, ૧૪૧.
ચાહીશ હું, ચાહીશ હું, ચાહીશ હું તો સર્વથા, ૨૬.
ચાહ્યું કદી નહિ કોઇને જીવ્યું વૃથા તો તો ગયું, ૧૩.
ચિ. બ્હેન સરયૂદાના શુભ લગ્ન નિમિત્ત મંગલાષ્ટક, ૨૦૬.
ચ્હાજો મ્હને થોડું ભલે ! ચ્હાજો પરંતુ સર્વદા, ૮૨.
ચ્હાતા હૃદયની પ્રાર્થના, ૭૪.
" ચ્હાતો હતો " કહી જે શકે ત્હેણે ખરૂં ચાહ્યું નથી, ૧૯૮.

છગનલાલ પંડયા, ૨૨૯.
" છે જીગરને સાટે જીગર " – મશહૂર પ્રેમકરાર એ, ૧૧૦.
છે રંગ રંગ જ, રેડીયો !, ૨૧૯.

જમના બ્હેન સક્કાઇ, ૨૦૨, ૨૦૩.
જમના – જયન્તી, ૨૦૨.
જમના – જયન્તી : એક સ્મરણાંજલિ, ૨૦૩.
" જય જય હો ગુજરાતીતણી," ૨૩૪.
જાતાં સ્વજન, ૫૫.
જીગરના જખ્મ, ૧૩૫.
જીવન, ૬૯.
જીવનન્યાસ, ૪૭.
જીવનમંત્ર, ૪૭.
જીવનસાફલ્ય, ૪૭.

જેને હૃદય હોય તે જાણે, ૨૦૦.
જો દિલ છે ભાવે ભર્યું તો આંસુનું શું પૂછવું ? ૧૮૬.
જો દિલ મ્હારૂં સાફ છે—જખ મારતા તો નિન્દકો, ૨૨૮.
જો ના જીવનમાં ઉતાર્યાં મત શા કામના રે ? ૧૪૭.
જો વ્હાલાં હો ! ચહો, ૧૧૮.
જો સ્નેહીને મન ના વસ્યું, ૮૬.
જ્યાં લગી અંગમાં આત્મા છે ત્યાં લગી "હોમરૂલ" "હોમરૂલ" કહે, ૯૭.
જ્યાં સ્નેહ ત્યાં સર્વસ્વ છે, ૫૦.

ઝરણાં ! શાને હા ! આમ સૂકાઓ ? ૧૭૭.

ઠાકોરભાઇ, આમ તું કાં ચાલ્યો ગયો ! ૨૧૬.

તું હિન્દુ હો, હો મુસ્લીમ તું, ૧૯૭.
તો આવ મ્હારી સાથ ને મ્હારી જ તું થઇને રહે, ૧૪૪.
ત્રીજી મરણતિથિ, ૧૩૨.

થયું એક આજ ગુજરાત, ૧૦૯.

દાઝું ભલે દુઃખાનલે દિલ સ્નેહીનાં બાળું ન હું, ૨૭.
દિલના ભાવ કથ્યા ના જાય, ૧૪૫.
દિલની આગ કહીં બૂઝવવી ? ૧૨૧.
દિલ હો ક્ષણ દે ચાલુ વીતાવી, ૧૪૯.
દીપનો હિન્દબાલકોને સન્દેશ, ૨૮.
દુઃખની વાત કહીં જઇ કરવી ? ૧૨૨.
દસ્યસ્મરણ, ૮૯.
દેને, પ્રભુ, પૂર્ણ સ્વરાજ્ય !, ૨૧૫.
દેશભક્તિ, ૪૭.
દ્વિતીય સંવત્સરી, ૧૦૫.

ધન્ય ધર્મવીર, ૧૨૭.

નમ્ર સ્નેહસેવા, ૫૩.
નર્મદ – શતાબ્દી, ૨૨૦.
નર્મદાતટે સાયંકાલ, ૧૦૪.
નર્મદાશંકર, ૨૨૦.
નવજીવન, ૪૭.
નાગરત્વ, ૪૬.
નાગરી નાતની બલીહારી, ૧૭૧.
ના, ના પૂછો ઉરની દશા, ૧૫. ( પ્રથમ પંક્તિ )
નિવાપાંજલિ, ૭, ૯, ૯૩, ૧૦૫, ૧૩૨, ૧૪૧, ૧૬૭, ૧૭૦, ૧૭૭, ૧૭૮, ૨૦૨, ૨૦૮, ૨૧૬, ૨૧૭, ૨૨૨, ૨૨૯.
નિષ્કામ કામ આરામ છે, ૨૩૮.
નીંદરડી હો ! શાને તું ચાલી જતી ?' ૭૩.
નીંદર હો ! શાન્તિ મીઠી કૈં દેને, ૧૨૪.
નૂતનવર્ષ, ૧૮, ૨૪, ૨૮, ૪૭, ૫૪, ૧૦૮, ૧૬૫, ૧૭૨, ૧૭૫, ૧૮૫, ૧૯૬, ૨૧૫, ૨૨૦, ૨૨૫.
ન્હાનાલાલ કવિ, ૨૨૪.

પિયુ વિના, ૯૪.
પૂ. સૌ. રમાબ્હેનનની એકાવનમી જન્મતિથિએ, ૧૬૮.
પૃથુ શુક્લ, ૨૧૬.
પંખીરાજને, ૭૭.
પ્રકૃતિપૂજન, ૧૦૨.
પ્રગતિમંત્ર, ૪૭.
પ્રતિપ્રેમની આશા વિના વ્હાતાં દિલો ચાલ્યાં કરે, ૧૯૯.
પ્રભાત–ફેરી, ૧૯૩.
પ્રભુ કરાવે કરવું જી, ૯૯.

પ્રભુ જે પળ જેમ ગળાવે તે તેમ ગાળવી રે, ૧૪૮.
પ્રભુને, ૧૩૦, ૨૧૩.
પ્રભુને એક પ્રશ્ન, ૫૭.
પ્રિય ! પ્હેરો હોંસે આ હાર, ૧૪૨.
પ્રેમની ફિલ્સુરી, ૩૧.
પ્રેમસત્ત્વ, ૪૭.
પ્રેમસ્વરૂપસન્દેહ, ૩.

ફૂલ ફૂલ શાને ભમતો ભમરા ? ૧૭૩.

બન્ધુ ખબરદારને વન્દન ! ૨૧૪.
બન્ધુ ! સાચા બ્રાહ્મણ થાઓ, ૧૬૧.
બે ઝરણાં, ૬૧.
બોલજો બોલે બુલન્દ : મા ખરી કે માતામહી ? ૨૩૬.
બ્હેન, કાંઇ દયા કરો, દયા કરો, ૪૦.

ભજન વિના નવ ગાવું, ૧૭૬.
ભલે ગણજો મ્હને ભૂંડો, ૧૦૭.
ભાઇ વિભાકરને, ૨૦૮.
ભારત અમારો દેશ છે, ૯૨.
ભાવનગર રાજ્યને આજ અભિનંદન, ૧૮૨.
ભાવનગર શાબાશ ! ૧૮૧.
ભાંડુ, આજે ગોવર્ધન-પર્વ, ૨૨૩,
ભ્રમરને, ૧૫૭.

મક્કમ મનો ચળતાં નથી, ૨૩૧.
મક્કમ હમારૂં દિલ છે—દીલ્હી ભલે ને દૂર હો ! ૧૨૮.
મહાત્માજીનો મણિમહોત્સવ, ૧૮૪.
મહાત્માને હૃદયે મણિ, ૨૧૧.

**મહાબળેશ્વરમાં એક સ્હાંજ, ૭૫.**
**મહારાજા શ્રી કૃષ્ણકુમારસિંહજીને, ૧૯૧, ૨૦૫.**
**મહારાજા શ્રી ભાવસિંહજીને, ૨૦૪.**
માગું મનોબળ, ૮૫.
માટે ચાહું છું, ૯૬.
મીઠી મુંઝવણ, ૨૫.
મુક્તિ સનાતન તું દે, ૧૨૩.
મુજ દેશબન્ધુને, ૪૫.
મુજ પ્રિયતમ એ અભિલાષ ! ૧૩૮.
મેઘાગમન, ૧૪૩.
મંગલ, ૪૬.
મંગલાષ્ટક, ૨૦૬.
મ્હને દ્યો દિલ વ્હાનારૂં, ૧૫૫.
મ્હારા માતજાયાને, ૧૯.
મ્હારી ન્હાનકડી નણંદ, ૧૧.
મ્હારી મધુરી, ૬.
મ્હારો વ્હાલો બાપુ, ૧૬૯.
મ્હોટું મન, ૫.

રજની નથી જીવન બધું, ૧૧૭.
રણે ચઢો, ૧૯૬.
રહસ્યનિવેદન, ૮૧.
રાજ્યને આજ અભિનંદન, ૧૮૨.
રાષ્ટ્રધ્વજવન્દન, ૧૯૫.

લાચારી અને દિલાસો, ૧૮૭.
લીંબડાને, ૧૮૯.
લ્યોજી દૂધ લ્યો, ૨૦૧.

**વ**તન વ્હાલું છોડતાં, ૧૦૦.
વન્દન પૂજ્ય **ગો**વર્ધનરામ, ૨૨૨.
વર્ષામાં, ૨૦૯.
**વા**ડીલાલ, ૨૧૭.
વાદળાં વરસો કે વિખરાઓ, ૧૫૦.
વિખૂટા પડતાં, ૨૩.
વિદેહને, ૧૭૦.
વિધિએ ભણુજો, ૬૫.
વિના સમભાવ સ્નેહીના વિસામો વિશ્વમાં ના છે, ૮૩.
**વિ**ભાકર, ૨૦૮.
વિસ્મૃતિવશ મન્દિરો. ૫૧.
વિશ્વગુરુ **ભા**રત, ૯૦.
વિશ્વવત્સલ **ખ્રી**સ્તને તો સૌ **પ્ર**ભુસન્તાન છે, ૨૩૫.
વીજળીપંખા રંગ ! ૧૯૨.
વીર **વા**ડીલાલને વિદાય-વન્દન, ૨૧૭.
વીરાંગનાને વન્દન, ૧૯૪.
વ્હાલભર્યાં વન્દન, ૨૨૬.
વ્હાલા, વઢતા ન હો તો કેવું સારૂં ! ૧૦૩.
વ્હાલાંઓ હો ! જીવન કડવાં કાં કરો ? ૧૫૮.
વ્હાલાંઓ હો ! મનનાં મેલાં ના થશો, ૧૩૯.
વ્હાલાંને આમંત્રણ, ૫૮.
વ્હાલાં વિદાય મીઠી દે છે બન્ધુ ! સીધાવજો રે, ૧૫૩.

**શા**બાશ દલપત-દીકરા ! અમ્મર કરી અમ્મર થજે ! ૨૨૪.
**શા**રદા ! કેમ વિલાયત ચાલી ? ૧૭૯.
“ **શા**રદા ”! વન્દન વારંવાર ! ૨૩૭.
શુભેચ્છા, ૨૪.
શું એ ખરૂં કે આ ખરૂં ? ૧૫૯.

શુ ચર્યું ? ૨૨૧.
શ્રદ્ધાનન્દજી, ૧૨૭.
શ્રીગણેશસન્દેશ, ૨૧૨.
શ્રી "નાગરઉદય", ૪૬
શ્રી લલિતાવનિતાવિશ્રામ, ૧૭૪.
સદ્ગત સાક્ષર શ્રી છગનલાલ પંડ્યાજીને, ૨૨૯.
સનાતન શોધ, ૪૨.
સમજાવશો કો ફિલસુફી ઉન્હાં ઉન્હાં ચુમ્બનતણી ? ૧૧૩.
સમર્પણ, ૭૦.
સહચારિણી, ૨૧.
"सह नौ भुनक्तु ।" ૨૧૮.
સાલમુબારક, ૭૯.
સુખે તહમે પોઢો સ્વામી મ્હારા, ૨૨.
સુમનસંચય, ૪.
સુસ્વાગતમ્, ૨૨૭.
સુકો શો ભૂમિપ્રદેશ વિશાલ ! ૧૨૦.
સુણજે ગુર્જરદેશ, ૨૧૦.
સૂર્યદેવને, ૬૭.
સૂર્યપ્રતિ ક્રોધોદ્ગાર, ૧.
સૃષ્ટિસંદર્શન, ૩૫.
સેવા તણા સ્વીકારની આશા ન શોભે સ્નેહને, ૫૨.
સોનીડાને, ૩૨.
સંતાપસંશોધન, ૬૪.
સ્નેહતપ, ૫૬.
સ્નેહસિંચન, ૪૯.
સ્નેહસ્વીકાર, ૮૦.
સ્વીકારજો નટપુરનાં વન્દન, ૨૨૭.
સ્વીકાર ના કરવો હતો વ્હાલા મ્હને તો કાં દીધું ? ૯૮.

હુકભરે લેશે "હોમરૂલ" હિન્દ તો હવે, ૯૮, ૨૩૯.
હમારા રાષ્ટ્રીય ચેતનનો અનિવાર્ય પ્રવાહ, ૧૭.
"હરિગીત-પંચદશી" અર્પણ, ૪૩.
હર્ષહિંડોળે, ૬૨.
હા ! આખરે ચાલી ગઈ ! ૯૩.
હા ! નષ્ટ જો કરવી જ તો શીદ સૃષ્ટિ તું રચતો, પ્રભુ, ૧૬.
હિન્દ, ૦૭, ૧૯, ૨૮, ૪૫, ૪૭, ૭૨, ૭૬, ૭૯, ૯૦, ૯૨, ૯૭, ૯૮, ૧૨૮, ૧૩૩, ૧૩૮, ૧૬૨, ૧૬૩, ૧૬૫, ૧૬૬, ૧૭૫, ૧૮૩, ૧૮૪, ૧૮૮, ૧૯૩, ૧૯૫, ૧૯૬, ૧૯૭, ૨૧૫, ૨૩૯.
હ્રદય હો ! લાગણીઓ કાં લડાવે? ૧૧૧.
હ્રદય હો ! શાને તું મમતા વધારે ? ૯૫.
હોળી અને હેલી, ૨૯.
"હું ચાહું છું" - "હું ચાહું છું" વ્હાલી ! કહે - વ્હાલી ! કહે, ૧૫૬.
હોંસે હોંસે ! ૭૧.

ક્ષણક્ષણ કરતાં, ૧૫૨.



# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | ને બદલે વાંચવું |
|---|---|---|---|
| | | **આદિ લેખો** | |
| ૬ | ૧૫ | મધ્યા ની | મધ્યાહ્નની |
| | ૨૦ | હતી. જે | હતી, જે |
| | ૨૧ | ચાંલીની | ચાલીની |
| ૯ | ૧ | મંડળીમ | મંડળીમાં |
| | ૫ | એ, | એ |
| | ૧૮ | યશરવી | યશસ્વી |
| | ૨૧ | કરનાં | કરતાં |
| ૧૦ | ૧૯ | ટેક્સ | ટૅક્સ |
| ૧૧ | ૧૦ | સહિત્યની | સાહિત્યની |
| ૧૪ | ૨૪ | શાકત | શક્તિ |
| ૧૭ | ૩ | પૃ | કે |
| | ૨૦ | પ્ર ાહવતી | પ્રવાહવતી |
| ૧૮ | ૧૩ | વાતચીત | વાતચીતથી |
| | ૨૧ | આત્મવિ નું | આત્મવિકાસનું |
| ૨૦ | ૧૭ | સાથે ્મ્યા | સાથે ઘૂમ્યા. |
| | ૨૦ | ભવિની | ભાવિની |
| ૨૧ | ૧૬ | ચ-દ્રશ'કરને | ચન્દ્રશંકરને |
| ૨૨ | ૧૯ | ૧૯૦૫ | ૧૯૦૬ |
| ૨૭ | ૨૬ | બત્રીસક | બત્રીસેક |
| ૨૮ | ૧૫ | ચ-દ્રશંકર | ચન્દ્રશંકર |
| ૩૨ | ૧૮ | બીજુ | બીજું |
| ૩૪ | ૨ | સદૂગત | સદ્‌ગત |
| ૩૭ | ૮ | ચતુરભાઇ. | ચતુરભાઈ.[૧] |
| | ૧૩ | શાસ્ત્રીં | શાસ્ત્રી |

| | | | |
|---|---|---|---|
| ૪૨ | ૪ | જોઇએ, | જોઇએ. |
| ૪૫ | ૧૦ | મ્હરો | મ્હારો |
| | ૧૨ | સાનું | સૌનું |
| | ૧૩ | ાવજયાદશમી | વિજયાદશમી |
| ૪૯ | ૫ | કાવતા | કવિતા |
| ૫૦ | ૧૭ | ઉભરા. | ઉભરા[૧]. |
| | છેલ્લી લીટીપછી | | પૃ. ૫૧ ની ફુટનોટ. |
| ૫૧ | ૮ | છું બાલ છું | છું બાલ હું |
| | ૯ | લઉં:૧ | લઉં: |
| | છેલ્લી | ફુટનોટ. | પૃ. ૫૦ ની નીચે. |
| | | મ્હોટા | મોટાં |
| ૫૩ | ૧૬ | પ્રભુ રખવાળું | પ્રભુરખવાળું |
| ૫૫ | ૧૮ | પ્રિયાનું | પ્રિયાનું, |

## કાવ્યો

| | | | |
|---|---|---|---|
| ૩ | છેલ્લી | સ્નેહાંકુર ૧૯૦૪. | સ્નેહાંકુર, ૧૯૧૪. |
| ૪ | ૧૨ | લખમાળા | લેખમાળા. |
| ૮ | ૯ | સપિણી | સર્પિણી |
| ૧૨ | ૧૫ | બિલ્ડિગ્ઝ | બિલ્ડિગ્ઝ |
| ૧૬ | ૭ | ત્રટવા | ત્રુટવા. |
| | ૧૦ | નષ્કૃત્ય | નૈષ્કૃત્ય. |
| ૩૪ | ૧૧ | યોયી | યોગી |
| ૩૮ | ૧૭ | સદસત | સદસત્ |
| | ૨૨ | આરામનાં | આરામનાં, |
| ૪૨ | ૧૮ | કૈં | કૈં |
| ૪૩ | ૯ | પડેતો | પડતો |
| ૪૪ | ૧ | જોકે | જોકે |

| | | | |
|---|---|---|---|
| ૭૬ | ૧૦ | ક | કૈં |
| ૧૧૭ | ૨૨ | નિવિવાદ | નિર્વિવાદ. |
| ૧૨૭ | ૩ | સમપિત | સમર્પિત |
| ૧૪૦ | ૩ | ગુંચ | ગૂંચ |
| ૧૪૧ | ૯ | ક | કૈં |
| ૧૪૩ | ૯ | જપે રે, | જંપે રે, |
| ૧૪૬ | ૯ | મ્હોંટા | મ્હોટાં |
| ૧૫૫ | ૧૧ | નયી | નથી |
| ૧૫૬ | છેલ્લું પૃષ્ઠાંક | ૧ ૬ | ૧૫૬ |
| ૧૬૦ | ૧ | એ તો ત્હને | એ તે ત્હને |
| ૧૬૨ | ૭ | કૈંક | કૈંક |
| ૧૭૧ | ૨ | **નાગરી જાતની** | **નાગરી નાતની** |
| ૧૭૬ | ૯ | બીજુ | બીજું |
| ૧૭૭ | છેલ્લી | | પત્રિકા. |
| ૧૮૦ | ૧૪ | **સવ મોક્ષને** | **સર્વ મોક્ષને** |
| | ૨૭ | શબ્સંપત્તિ | શબ્દસંપત્તિ |
| ૧૮૪ | ૧૬ | ઊમિ | ઊર્મિ |
| ૧૮૭ | ૨૨ | વાપયો | વાપર્યો |
| ૨૦૩ | ૧૯ | ગગનગંભીર | ગગન ગંભીર |
| ૨૨૦ | ૬ | નમદ | નર્મદ |
| ૨૨૩ | ૨૩ | પુણ્યતિતિ | પુણ્યતિથિ |
| ૨૨૪ | ૧ | કરી. | કરી |
| | ૧૪ | દલપત–દીકરો! | દલપત–દીકરા ! |
| | ૧૯ | નર્યાં, | નર્યા, |
| ૨૨૬ | ૧૯ | ઉજવાયલા | ઉજવાયલા |
| ૨૩૪ | ૬ | સ્ફૂર્તિ | સ્ફૂર્તિ |
| | ૧૧ | ફુલી | ફૂલી |

[illegible]

## સંવેદના

નંદકુમાર પાઠકનાં કાવ્યો ... ૧–

## રાવણહથ્થો

'સ્વપ્નસ્થ' નાં સુગેય ગીતો ... ૧–



કવિ શ્રી. ખબરદાર કૃત

## કલ્યાણિકા

ભાવભર્યાં ભજનો અને ગીતો :
ટીપ્પણ સાથે ... ૨–

## રાષ્ટ્રિકા

જન્મભૂમિ પ્રત્યેની જ્વલંત ભક્તિથી
ઝળકતાં પ્રાણવાન ગીતો ... ૨–



પ્રો. બળવંતરાય ક. ઠાકોર રચિત
શકવર્તી કાવ્યસંગ્રહ

## ભણકાર

સુધારેલી સંપૂર્ણ નવી આવૃત્તિ
રૂ. ચાર



ઇન્દુલાલ ગાંધીનાં સર્જનો

## શતદલ

સો હૃદયંગમ મુક્તકો ... ૧–

## ગોરસી

નાજુક નકસીભર્યાં કાવ્યો ... ૧–૮

ત્રિપાઠી : બુકસેલર્સ : મુંબાઈ